ભગવાન કરુણાસાગરો વિજયતે

છોટમકૃત તથા અચરતબા
વિરચીત જ્ઞાનમય

# દિવ્ય ભક્તિ વિલાસ

ગ્રંથ



સત્ કૈવલ સાહેબ

પ્રકાશક

મહંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી
શ્રીમંત કરુણાસાગર ભગવાન મંદિર, કરુણેશનગર સોસાયટી,
પુણા જકાતનાકા સર્કલ પાસે, ડુંભાલ પાટીયા, સુરત.

# परम कृपालु भगवान करुणासागर




सगुन निर्गुन के जानन जाण पदही, रह्युं सर्व मध्य चीने बिनु अदबदही ।
देखित सकल जुग फरत अचेता, जबी किरतार सद्‌गुरु तन लेता ।।

સત્કૈવલ સાહેબ

# છોટમકૃત તથા અચરતબા
# વિરચીત જ્ઞાનમય

# દિવ્ય ભકિત વિલાસ

# ગ્રંથ




-: પ્રકાશક :-

કૈ.ધા. મહંતશ્રી સરજયુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી
કૈ.ધા. સંતશ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

શ્રીમંત કરુણાસાગર ભગવાનનું મંદિર,
કરુણેશનગર સોસાયટી, પુણા જકાતનાકા સર્કલ પાસે,
કુંભાલ પાટીયા, સુરત.

# પ્રસ્તાવના

"ભગવાન કરુણા સાગરો વિજયતે"

## છોટમકૃત જ્ઞાનમય દિવ્ય ભકિત વિલાસ ગ્રંથ

સકર્તા સિદ્ધાંતના પ્રજ્ઞાનુભવિ અને મહાકવિ શ્રી છોટમ દાસજી મહારાજ વિરચીત પદ વિભાગની પ્રસ્તાવના તથા ભગવાન કરુણાસાગરના અનિન ઉપાસક અચરતબા રચિત પદોની પ્રસ્તાવના લખવાનો સુઅવસર અમને પ્રાપ્ત થયો હોઈ કવિ છોટમ કાયમપંથમાં પ્રવેશવા પૂર્વે તેઓ વેદાંતી હતા અને તેઓએ બ્રહ્મ સબંધી ઘણા પદો રચેલા જોવા મળે છે. પરંતુ તેઓના મહા ઉગ્ર ભાગ્યના બળે સકર્તા સિદ્ધાંતમાં પ્રવેશી તેઓએ સકર્તા સબંધી પદો રચેલા છે. જે વિદવદ ભોગ્ય હોઈ આરતીમાં કહે છે કે આરતપૂર્વક પરમગુરુની વ્યકત દેહ રચનાનું નિરુપણ કરી તેઓના વચનોનું સેવન કરવાથી જ્ઞાન પ્રગટ થઈ મોહ માયાના આવરણો હટાવી શકાય છે. ધુન પદમાં પરમગુરુ પ્રાગટયનું કારણ દર્શાવી પ્રભાત પદની રચના આવે છે, તેમાં ગુણ-નિર્ણુણની હદ દર્શાવી સાચા સરજનહારનું સ્થાપન જોવા મળે છે. સગુણ અવતારોની લીલામાં જગતના જીવો લોભાય હોઈ સાચા માલિકને ભુલી ગયા છે અને બ્રહ્મવાદીઓને કહે છે કે છતી આંખે અંધ બનીને હાથમાં દિવો લઈ ધોળા દિવસે શા માટે કુવામાં પડો છો ? તે રીતે બ્રહ્મવાદીઓને સકર્તા પ્રત્યેનો ઉપદેશ સમજાવવા માટે આપ્યો છે. ધોળ પદમાં પણ મનુષ્ય દેહના સુઅવસરે યોગે કરી હું કોણ અને મારા કર્તા કોણ ?  આ સબંધી જ્ઞાન દર્શાવેલું છે. તે જ્ઞાન પ્રાપ્તિ અર્થે સાચા સદ્‌ગુરુના શરણે જીવોને આવવાનું કહ્યું હોઈ તેઓએ તેમની ઉત્તમ સમજ એ કરી સકર્તા સિદ્ધાંતના પ્રચાર કાર્યને પદ રૂપે રજુ કરેલ છે. અંશની વૃત્તિ દેહમાં બંધનવશ થઈ હોવાથી તેની વિસ્મૃતિના કારણે પોતાને તથા કર્તા કૈવલને સમજી શકયા નથી. અતિ ઘોર અજ્ઞાનરૂપી અંધકારને દુર કરવા માટે સકર્તા સબંધી જ્ઞાન અર્પણ કરવા સૂર્યરૂપી ભગવાન કરુણાસાગર પ્રગટ થઈ ગુજરાતની પુણ્યભૂમિને પાવન કરી છે. માટે એ પરમપુરૂષ સિવાય કોઈપણ જીવ પરમ પદ પામી શકશે નહી. અનેક પ્રકારે જીવોને સમજાવી ગુરુ મહિમાની આદ્ય પ્રચુરજ્ઞાનોપદેશનું કથન કરેલું હોઈ સજજનો વાંચી વિચારી અમલ કરતા તેને કલ્યાણ કરવું સહેલું થઈ પડે તેમ છે.

ઈતિ શ્રી મહાકવિ છોટમકૃત જ્ઞાનમય દિવ્ય ભકિત વિલાસ ગ્રંથ પ્રસ્તાવના પૂર્ણાહુતિ.

લી. પ્રકાશક

કૈ.વા. મહંત શ્રી સરજયુદાસજી ગુરુશ્રી મોહનદાસજી

"ભગવાન કરુણા સાગરો વિજયતે"

## અચરતબા જ્ઞાનમય દિવ્ય ભક્તિ વિલાસ ગ્રંથ

અચરતબાને અચરતસાગર તરીકેની ઉપમાં આપવામાં આવેલી છે. તેઓની રચના પણ અતિ ગુહ્ય ગંભીર હોઈ અનિન પણે પરમ ગુરુને સંબોધીને પદો રચેલા છે તેઓએ પણ નરવેદ સાગરની જેમ પરમ ગુરુને વિનંતી કરી પોતાના કંઠે વસી દિવ્ય ગુણગાન ગાવા માટેની યાચના કરી તે માટે ત્રણ માસ સુધી અન્ન જળનો ત્યાગ કરી ગુરુની રીઝ પ્રાપ્ત કરીને આશ્ચર્ય સાગર નામક ગ્રંથની રચના કરેલી છે. તેઓ કુળની મર્યાદા ત્યજીને પરમ ગુરુના ચરણોમાં રહી સત્સંગ અને કૃપા પ્રસાદી રૂપે કથન જોવા મળે છે. કોઈપણ ભકત-સંતોને શંકા થાય તો તેઓનું સમાધાન કરાવી દે તેવા પ્રખર વિદ્વાન અચરતબાની રચનાઓ છે. સંત-હરિભકતો વિવેકે તેનો ઉપયોગ કરી શ્રેય માર્ગ ગમન કરશે તો અમારો આ રચનાનો પરિશ્રમ થયો તે સાર્થક લેખાશે.

અસ્તુ,

ઈતિ શ્રી અચરતબા જ્ઞાનમય દિવ્ય ભકિત વિલાસ ગ્રંથ પ્રસ્તાવના પૂર્ણાહુતિ.

લી. પ્રકાશક

કૈ.વા. મહંત શ્રી સરજયુદાસજી ગુરુશ્રી મોહનદાસજી

"ભગવાન કરુણા સાગરો વિજયતે"
આદ્ય, સક્રત, સ્વરાજ, કરુણેશ, કૈવલ ત્વમ્ નમામી.

# પ્રકાશકના બે બોલ

વિશ્વવંદ્ય, સર્વજ્ઞ પરમગુરુની કૃપા દ્વારા છોટમકૃત તથા અચરતબા વિરચીત દિવ્ય ભકિત વિલાસ ગ્રંથ રૂપે પ્રસિદ્ધ કરવા માટે અમોને ભકતજનો તથા કેટલાક સંતો તરફથી છપાવવાની ફરજ પાડી હોવાથી તેની પ્રથમથી જ પદોમાં જે અશુદ્ધ શબ્દોનું શુદ્ધિકરણ કરી પ્રથમ આવૃત્તિ રૂપે છપાવવામાં આવ્યું છે. સદર ગ્રંથનો પહેલો ભાગ દિવ્ય પરમગુરુ રચિત પદો છે. આપનપુ અને પતિપદ પામવાની સરળ રીતો ગુહ્ય પણે સમાયેલી છે. જીજ્ઞાસુજનો તેનો વિવેક કરી લાભ લેશે તેવી અમારી ભાવના છે વળી સંપ્રદાયમાં અન્ય જાતના પદો અને સીનેમાના રાગોમાં ગવાતા ભજનો સાંભળી દુઃખ થતું હોઈ આ ગ્રંથના પદોમાં મથાળે રાગ દર્શાવેલો છે. તેના મુળ રાગમાં ગાશો તો શ્રોતાજનો સાંભળીને સમજવા પ્રેરાશે. બીજા ભાગમાં પરમગુરુના કૃપાપાત્ર શ્રી છોટમ કવિ તેમજ શ્રી અચરતબાના પદો ટાંકવામાં આવ્યા છે જે પરમગુરુની અનિન ભકિત તરફ વાળવાની સાન કરતા જ્ઞાનથી ભરચક છે. તેથી તેનો સદ્ઉપયોગ થાય અને સત્ય સકર્તા સિદ્ધાંત તરફ જીવો વળે તેવો પ્રયન્ત કરવો આપ સૌની ફરજ થઈ પડે છે. આ ગ્રંથ પ્રસિદ્ધ કરવા માટે સહાયરૂપે અક્ષર દોષ તપાસવામાં કાયમપંથી ભકત શ્રી દિલીપભાઈ વેકરીયા (ખાખરા હડમતીયાવાળા) તથા કૈ. વા. સંતશ્રી નૌતમદાસજી (અમદાવાદવાળા) તથા સંત શ્રી માનદાસજી (ઉધનાવાળા) તેમજ પ્રસ્તાવના લખવામાં મદદરૂપ થનાર અને તેમનો કિંમતી સમય ફાળવનાર **કૈ. વા. સંત શ્રી મધુસુદનદાસજી (ભાવનગરવાળા)** છે. પ્રભુ તેઓને આર્થિક અને પારમાર્થીક સુખ બક્ષે તેવી પરમગુરુને પ્રાર્થના તથા કાયમ પંથી ભકતશ્રીઓએ પણ તન-મન અને ધનથી ભાવપૂર્વક આ કૈવલજ્ઞાન પ્રચારના હેતુને પાર પાડવા સહાય કરી છે. આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાના નાના મોટા ક્ષેત્રમાં સહાય કરનાર સર્વને પરમગુરુ કૃપાવંત થઈ તેમના મોક્ષ પ્રાપ્તિના મનોરથો પૂર્ણ કરે તેવી અંતર ભાવનાથી પ્રાર્થના છે. વાચક ગણ આ ગ્રંથોમાં પ્રેસદોષ, શબ્દદોષ રહી ગયો હોય તો સુધારીને તેનો સદ્ઉપયોગ કરશો એજ મહદ અભ્યર્થના. અસ્તુ.

**લી. પ્રકાશક**

સત્ કૈવલ સાહેબ

## સમર્પણ



# સહાદર સમર્પણ પ્રેમપુષ્પ

હમારા ગુરુવર્ય મહાન સકર્તા અદ્વૈત લક્ષ સિદ્ધાંતના પ્રાજ્ઞ
અનુભવી અને પ્રખર તત્વજ્ઞાની શ્રી મોહનદાસજી
મહારાજના આશિર્વાદથી પ્રાપ્ત થયેલું,
અગાધ અનુભવ વૃક્ષનું એક ગ્રંથરૂપી
પ્રેમ પુષ્પ અનેકવાર નમસ્કાર
કરીને તેમના પરમ પવિત્ર
ચરણ કમળમાં
સમર્પણ
કરૂં છું.

લિ.
આપના ચરણરજના અભિલાષી
**કૈ. ધા. મહંત શ્રી સરજયુદાસજી ગુરુશ્રી મોહનદાસજી**
**કૈ. ધા. સંત શ્રી નિર્મળદાસજી ગુરુશ્રી મોહનદાસજી**
ભગવાન કરુણાસાગરનું મંદિર, કરુણેશનગર સોસાયટી,
પુણા જકાતનાકા સર્કલ પાસે, ડુંભાલ પાટીયા, સુરત.

મહાન સમર્થ પરમ દયાળુ ભગવાન કરુણાસાગરને મારી અતિ
નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ કે તેઓ સંસારભરના સર્વ અંશોને સત્ય જ્ઞાન આપે.

# અનુક્રમણિકા

# અનુક્રમણિકા

# અનુક્રમણિકા

## અનુક્રમણિકા

# અનુક્રમણિકા

## અનુક્રમણિકા

# અનુક્રમણિકા

# અનુક્રમણિકા

# અનુક્રમણિકા

# ભાલ તિલક



## સત્ કૈવલ સાહેબ

## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ઘરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

# પરમગુરૂ શરણના અખંડ અનુરાગી
# શ્રી છોટમ મહારાજ



કહે છોટમ ગુરૂ વચન, પાળીએ નિત્ય નિયમથી,
માત તાતની સેવ, કિજીયે પ્રથમ પ્રેમથી.

## પરમગુરૂના કૃપાપાત્ર જ્ઞાનગતિના<br>અધિકારી પૂજ્ય શ્રી અચરતબા



ૐ પ્રથમ અન્નજળ તજ, ત્રિયેમાસ તપકીન,<br>
જપે અમર નિજ જાપકુ, લિયે પરમગુરૂ ચીન.

છોટમકૃત તથા અચરતબા વિરચીત જ્ઞાનમય

# દિવ્ય ભક્તિ વિલાસ

ગ્રંથ

રચનાર : સકર્તા સિદ્ધાંતના પ્રાજ્ઞ અનુભવી અને મહાકવિ
શ્રી છોટમદાસજી મહારાજ

## આરતી

(રાગ : ગરબી)

આરતિ કરું ગુરુ પરમ કુવેર,
ટાળ્યા ભવફેર; અજ્ઞાન અંધેર,
પરમગુરૂની આરતી ટેક.
આરતિ કરતાં સુખ અતિ ઘણું રે,
પ્રગટે આનંદ ઉર અપાર રે;
નેત્ર ભરી રૂપ નિરખતાંરે,
ટળે તન મન કોટી વિકાર. પરમગુરુ ... ૧
સુંદિર વદન બિરાજતુંરે,
માનું શીતળ કોટી મયંક રે;
સજન વદન સૌ કમોદની રે,
સિંચે અમૃત દ્રષ્ટે નિશંક પરમગુરુ ... ૨
સાગર સરખા અગાધ સામ્રથ,
જ્ઞાન રતનનું ધામ રે;
લક્ષપતિ કરે લહેરમાંરે,
પરી પુરણ કરે મનકામ પરમગુરુ ... ૩
દિનકર સરખા દયાળ છોરે,
કરે અનુભવ અબુજ વિકાસરે;
નેત્ર ઉઘાડે નિજગમ તણાંરે
હોય મોહ માયા તમ નાશ, પરમગુરુ ... ૪

મેઘ સરખા મહારાજ છોરે,
ટાળ્યા ત્રિવિધ તનના તાપરે;
રસબર કરે હરિ રસ વિષે રે,
એ તો ઓળખાવે નિજ આપ. પરમગુરુ ... ૫

કલ્પવૃક્ષ કૃપાલ કલીમાંરે,
આતુર જીવ નિવાસારે;
મન વાંચ્છિત ફળ મળે સહેજમાં રે,
શરણે વસીયા જે દઢ વિશ્વાસ. પરમગુરુ ... ૬

અંતિ અગાધ છો પમરાગુરુ રે,
કહીએ અલ્પ ઉપમા સોયરે;
**જન છોટમ** આ જગમાંરે,
શ્રીમંત્ કુવેર સમોવડ નહિ કોય. પરમગુરુ ... ૭



## પદ – ૧

(રાગ : ધુન)

જય જય અખંડાનંદનકી, શ્રીમત્ કુવેર જગવંદન કી(૨). ટેક.

શરણ ગયે જે જે જન જગકે,
ફાંસી કટી ભવફંદનકી, જય જય ... ૧

કાગ પલટકે હંસા હોત હે,
બાસ જથા દ્રુમ ચંદનકી જય જય ... ૨

પુરણ પ્રેમ પ્રગટ ભયે આપે,
જાનત નહિ મતિ મંદનકી, જય જય ... ૩

પરમ ભાગ્ય જો પદરજ પરસે,
કલીમલ કોટી નિકંદનકી, જય જય ... ૪

તારણ તરણ પ્રતાપ પુનિતશુ,
દ્રષ્ટિ લહત નહિ અંધનકી. જય જય ... ૫

**જન છોટમ** એહી ચાહત જગમાં,
ચરણ કમળ રજ વંદનકી જય જય ... ૬

## પદ - ૨

(રાગ : ધુન)

જય જય કુવેર કૈવલ હંસા. ટેક.
કળીયુગકે બહુ જીવ ઓધારે,
જનમ મરણ મીટયા સંશા, જય જય ... ૧
મત અતિ ઉગ્ર અગાધ બોધસે,
જુઠ પ્રપંચ કીયા દુનસા. જય જય ... ૨
રામ ભયા તબ રાવણ માર્યા,
કૃષ્ણ ભયે માર્યા કંસા, જય જય ... ૩
અવનિ રચી જબતે નહી આયે,
એસા જગમાં કોઈ હંસા. જય જય ... ૪
અદ્ભૂત જ્ઞાન અલૌકિક અનુભવ,
સુનત હો નિર્મળ મનસા. જય જય ... ૫
હસ્તામલ કૈવલપદ પરસે,
અંશ અંશી મિલે વંસા. જય જય ... ૬
જાકે ચરણ કમલ રજ પરસત,
તાપ ત્રિવિધ ટળે તનસા. જય જય ... ૭
**જન છોટમ** કિંચિત કરુણાસે,
તબ ભરમ મિટયા સંશા જય જય ... ૮



## પદ - ૩

(રાગ : ધુન)

જય જય કુવેર નર રૂપ હરિ(૨) ટેક.
કૈવલ બોધ અગાધ ઉચ્ચારે,
જાહેર જગમાં પોકાર કરી. જય જય ... ૧
ચરણ કમળ નિરભે નિજ નૌકા,
ભાવસાગરકુ જાત તરી. જય જય ... ૨

એહી કલીકાલ કૃપા બહુ કીની,
જીવ અનંત લીયે ઉધરી. જય જય ... ૩
નગર સારસા ધામ દઢાયે,
પરમ પુનિત જાુગ માંહે કરી, જય જય ... ૪
અગણિત યજ્ઞ યોગ જપ તિરથ,
ઈનકે ફળકી કયૌ જોઉ પરી. જય જય ... ૫
કૃપા સિંધુ તે દરશ પરશકે,
અગણિત પુન્ય લીયો ઉદય કરી જય જય ... ૬
જો જો જગમાં સાર કહાવત,
સો સબ દાતા આપે વરી. જય જય ... ૭
**જન છોટમ** સહુ સુર્લભ હોત હે
ચરણ કમલ રહો ધ્યાન ધરી. જય જય ... ૮



## પદ – ૪

(રાગ : પ્રભાત)

અટપટો દેશ કરુણેશ કૈવલ તણો,
સક્રત સ્વરાજ છે નામ જેહુનું;
શેષ મહેશ વિરંચી વિષ્ણુ વળી,
શકિત જયોતિ ધરે ધ્યાન જેનું. અટપટો ... ૧
અગણિત ઈંડના અધિપતિ જેટલા,
તેટલા તે પ્રભુનો આરાધે;
પરમગુરુનો પ્રતાપ હોય જેહને,
તેહને મૂળનો મર્મ લાધે. અટપટો ... ૨
નામ ને રુપ ગુણ જયાં લગી વિસ્તર્યાં,
ત્યાં લગી જાણવી સર્વ માયા;
માયાના ઉદરમાં નાનાં મોટા સહુ,
સોહંગ ઈશ્વર ઓહંગ જીવ કહાયા અટપટો ... ૩

માતાનું પોષણ પામી સર્વે મચ્યા,
તાતની વાત કોઈએ નવ જાણી;
કરુણાસિંધુ અવનિ પર આવીયા,
ઠેઠની વાત તેમણે વખાણી. અટપટો ... ૪
જે જન જાણશે તે સુખ માણશે,
આણશે ઉર વિષે એક કર્તા;
**છોટમ** અટલપદ તે જન પામશે,
મટશે સંસારમાં ફેરા ફરતા. અટપટો ... ૫



## પદ – ૫

(રાગ : પ્રભાત)

જગત કિરતારને જીવ ભૂલી ગયા,
વિષ્ણુની માયાએ સર્વે વહાયા;
વ્યાસની વાણીનો સાર સમજયા નહિ,
ગોપીના જયારે વિહાર ગાયા. જગત... ૧
કોઈ તો બ્રહ્મને નિર્ગુણ કહી ભજે,
સુન્યવત્ સકલ અકર્તા એવું;
ભ્રાન્તિએ તેહને જગત ભાસ્યું હતું,
જ્ઞાન સમજી ઘણું શુન્ય જેવું. જગત... ૨
છે છતી આંખને અંધપણું માનવું,
એમ બ્રહ્મજ્ઞાનીની અક્કલ ફૂટી;
આપ ઈશ્વર ગણે કોઈ નવ ઉગર્યા,
કાળે તો સર્વને નાખ્યા કુટી જગત... ૩
દેહને જીવ પરતંત્ર જયારે રહ્યા,
આત્મ જાણથી શું અર્થ સરિયો;
અનંત શકિતના કરતાર ન ઓળખ્યા,
દુનિયામાં દેહ શા કાજે ધરીયો. જગત... ૪

બ્રહ્મ બુદ્ધિ વિના જગત કરી ના શકે,
તો તેને બુદ્ધિ તે કોણે આપી;
સર્વ કરતાર જેને નથી સુઝતો,
તે જન જાણવો પરમ પાપી. જગત... ૪
કરુણાસિંધુ તણાં વચન કાને ધરી,
કરી લે વિચાર ને સમજ સાચું;
**છોટમ** સરજનહાર જે ના લહે,
તેનું સિદ્ધાંત તે સર્વ કાચું. જગત... ૫



## પદ – ૬

(રાગ : પ્રભાત)

જાગ્ય રે જીવ અજ્ઞાન આળસ તજી,
જગ કિરતારને લેને જાણી;
નરદેહે નિરમીયો નીતિ સંભાળવા,
આચરે અનીતિ તે અધમ પ્રાણી. જાગ્ય રે ... ૧
વિશ્વકર્તા તણું દીસે ડહાપણ ઘણું,
સુખકર સરજીયો સુરજ જેણે;
તેજ ફેલે અતિ વાયુ છાદનવતી,
આંખ્ય સહુ દેખતી થાય એણે જાગ્ય રે ... ૨
ધન્ય દયાળને ધરતી કેવી રચી,
સિદ્ધ પદારથ યુકિત સારી;
વિવિધ પ્રકાર વનમાંહી વનસ્પતિ,
અખિલ છે અમીત આનંદકારી. જાગ્ય રે ... ૩
પોષવા સર્વને નિર પેદા કર્યું,
વ્યોમ માંહી રચી મેઘમાળા;
ચંદ્ર આકર્ષણ સિંધુ ભરતી ચઢે,
જાય એ યુકિતથી વહાણવાળા, જાગ્ય રે ... ૪

જ્યોતિષ ચક્ર તું જોને આકાશમાં,
દીસતા દિવ્ય અનંત તારા;
એજ ઉપયોગી છે સરવ સંસારને,
ધન્ય છે સૃષ્ટિ સરજનાર સારા. જાગ્ય રે ... ૫
તાહરો દેહ તું જોને કેવો કર્યો,
અદ્‌ભુતતા ઘણી છે જ એમાં;
સરવ વિષયો તણું જ્ઞાન બહુ થાય છે,
તત્ત્વ મોટું કર્યું ચિત્ત તેમાં જાગ્ય રે ... ૬
બુદ્ધિએ નિશ્ચય થાય બહુ વાતના,
એ થકી અધિક ઉદ્યોગ સૂઝે;
એજ સરજનારને મૂઢ સમરે નહિ,
મંદમતિ મલિન પાખંડ પૂજે. જાગ્ય રે ... ૭
સરજનહારનું જ્ઞાન સોહામણું,
સરવને સમજવા યોગ્ય સારૂં;
**છોટમ** સદ્ય સંસારથી ઉદ્ધરે,
વચન સુવિચારથી માને મારૂં. જાગ્ય રે ... ૮



## પદ – ૭

(રાગ : પ્રભાત)

એક આધાર રાખે નિરાધારનો,
જેથી સંસાર તું પાર પડશે;
કલ્પિત વાતથી કાજ કાંઈ નવ સરે,
તોય મથતાં કયમ તુપ જડશે. એક... ૧
સરવથી સિદ્ધ પદારથ મેળવી,
કેવી સ્થિરચર જાતિ કીધી;
અગણિત ઈંડ કરી અધર ધરી રાખીયાં,
મનુષ્યને સુંદર મૂર્તિ કીધી. એક... ૨

શકિત અનંત છે સરવે કર્તા તણી,
જોતાં અગાધ છે જ્ઞાન જેનું;
કવિજન શું કહે પાર કોઈ નવ લહે,
એમ અદ્‌ભૂત પણું છે જ એનું. એક... ૩
એક એ તાત છે અખિલ સૃષ્ટિ તણો,
તે તજી તુચ્છ તું શું ઉપાસે;
પાપના બંધ તે કેમ પરલે થશે,
અંતઃકાળે કહાં જીવ જાશે. એક... ૪
જીવતાં જાણ તું તાણ સર્વે તજી,
ભાવશું લે ભજી જગત કર્તા;
**છોટમ** સત્ય જાણીને હૃદયે ધરો,
ભકત વત્સલ પ્રભુ સરવ ભરતા. એક... ૫



## પદ – ૮

(રાગ : પ્રભાત)

ભેદ જાણ્યા વિના ભ્રાન્તિ ભાગે નહિ,
શાન્તિ આવ્યા વિના સુખ ન પામે;
જગતનું મૂળ જાણીને અવ્યકતમાં,
ભકત પ્રભુને ભજી ભય વિરામે. ભેદ... ૧
હેતુમાં સરવ સંકેત સૃષ્ટિ તણો,
એજ સરજનાર સુવિચાર શકિત;
અરુપથી સ્વરૂપ બહુ થાય ન જણાય તે
કયાં રહીને કરે સરવ વ્યકિત. ભેદ... ૨
દેહ જાતિ ઘણી કોણ શકશે ગણી,
કથન કવિજન કરે કોય કલપી;
અણુ તણી જાતિ અતિ જાણીયે શાવતી,
જયાં લગી લહી ગતિ તેજ જલપી. ભેદ... ૩

જીવનો ધરમ તે કરમ સઘળાં કરે,
ભોગ સારૂ ફરે નિત્ય ભમતો;
સરવનો રાય કહેવાય છે માનવી,
વિશ્વ કિરતારને હોય ગમતો. ભેદ... ૪
વિહિતિ પ્રતિષિદ્ધ બે કર્મ છે વેદમાં,
ભેદ જાણી ભલું જેમ ભાવે;
પુણ્ય ને પાપનાં બીજ એ બે કહ્યાં,
સુખ ને દુઃખ ફળ અંતે આવે. ભેદ... ૫
પુણ્યના ભાગિયા સુધરમે લાગીયા,
જાગીને જાગીયા પુરુષ ડાહ્યા;
પાપ પંથે પળ્યા દુઃખ કર્દમ કળ્યા,
નરકમાં નારકી પામી કાયા. ભેદ... ૬
જીવના કરમની રીતિ એતો કહી;
ભાવથી જો ભગવંત ભેઠે;
સર્વ પ્રતિપાળ દયાળ ઈશ્વર તણી,
ભકિતથી સાધન સર્વ હેઠે. ભેદ... ૭
શ્રેષ્ઠ સહુ ધરમથી મન વચન કરમથી,
જાણી જગદીશની ભકિત કરીએ;
સર્વ સિદ્ધાંતનો સાર **છોટમ** કહે,
તે થકી ભવજળ તરત તરીરે. ભેદ... ૮



## પદ – ૯

(રાગ : ધોળ)

ધન્ય ધન્ય રે ગુર્જર દેશની ધરણી,,
વાણીયે મહિમા શકું નહિ વરણી;
અતિ ઉત્તમ આ લોકની કરણી,
તો મહાપ્રભુ કુવેર જેહને મળ્યા રે ... ૧

ઉદયે થયો જેના ભાગ્યનો ભાનું,
જાહેર જુગમાં છુપે નહિ છાનું;
બળવંતા ગુરુનું જેને શીર બાનું,
તો સંશે ને શોક તેના ટળ્યા રે ... ૨
ભરથ ખંડમાં ભલા સુખકારી,
અકળ પુરુષ આવ્યા વિપુધારી;
અગણિત જીવને લીધા ઉગારી,
તો માયા કાળના મુખથી રે ... ૩
ઓળખે નહિ એનાં કર્મ જ ઉઘા,
બુદ્ધિ બળીને પડયાં હશે બુંધા,
અંતઃકરણ અજ્ઞાનો રૂધ્યાં,
તો દુનિયામાં ડુબ્યા દુઃખથી રે ... ૪
અગમ બોધ અતિ અદ્‌ભૂત વાણી,
જીવની રે બુદ્ધિ શકે નહિ જાણી;
પ્રેમ પ્રભુ સાથે કરશે જે પ્રાણી,
તો ઓળખશે એવા ઈશને રે ... ૫
નેતિ નેતિ જેને નિગમ પોકારે,
શિવ સુનકાદિક ધ્યાનમાં ધારે;
તે પદ પ્રગટ કરીને ઉચ્ચારે,
તો જાણી લેજો જુગદીશને રે ... ૬
પુરણ બ્રહ્મ પ્રગટ પ્રભુ આપે,
કોટી કલીમલ સંકટ કાપે;
સ્થિર કરી મહા પદમાં સ્થાપે,
તો ભરમ મટાડે ભેદના રે ... ૭
કૈવલ રૂપ કુવેર ગુરુ સ્વામિ,
વિશ્વ ચરાચર અંતઃયામી;
**જન છોટમ** કહે ચરણે શિષ નામી,
તો વામી વિપત ભવ વેદના રે. ... ૮



## પદ – ૧૦

(રાગ : ધોળ)

અગમ દેશથી પરમગુરુ આવ્યા,
કૈવલ લક્ષ અલૌકિક લાવ્યા;
ચૌદ ભોવનના જન ચેતાવ્યા,
તો દ્રઢ કર્યા પુરણ ધામમાં રે. ... ૧

આદિ પુરુષને અમરલક્ષ આપી,
શકિતને સોહંગ પદે સ્થાપી;
ગૌલોક નાથની ગ્રંથીઓ કાપી,
તો ઠરીયા ત્રિગુણ કેરા ઠામમાં રે. ... ૨

હરિહર બ્રહ્માને ભેદ ભણાવ્યો,
સત લોકમાં સત શબ્દ જણાવ્યો;
તપ જન મહર પતિને મનાવ્યો,
તો ધ્રુવને અચળપદે સ્થાપીઓ રે. ... ૩

ઋષિ મંડળ સહુને રસ પાયો,
શનિ ગુરુ ભોમનો સંશે ગુમાવ્યો;
બુધભૃગુને મહામંત્ર લખાયો,
તો તારાને તે લક્ષ આપીયો રે. ... ૪

સોમ સુરજને સાહેબ મળીયા,
મનના મનોરથ સુફળ ફળીયા,
સંશે ને શોક સમૂળા ટળીયા,
તો અવની ઉપર પ્રભુ આવીયા રે. ... ૫

સાત દ્વિપ ને સાગર અંતે,
લોક ચતુર્દશ વિશ્વ સંમતે;
**છોટમ** સાર લહ્યો સહુ સંતે,
તો ભરતખંડ માંહે ભાવીયા રે. ... ૬



## પદ – ૧૧

(રાગ : ધોળ)

આજે આનંદ ઘણો મારા અંગે,
ભાવે ભેટયા કુવેર ગુરુ સંગે;
બ્રહ્માનંદ ઉલટયો અતિ અંગે,
તો પુરણ પુરુષ મળ્યા પ્રેમથી રે. ... ૧
રોમ રોમ જેને ભોવન બિરાજે,
દેવ અનંત સેવા નિત્ય છાજે;
માનવ રૂપ ધર્યું મહારાજે,
તો પરમધામનું સુખ આપીયું રે. ... ૨
મોટા મુનિજન મહિમા જે જાણે,
શુક્ર સુનકાદિક મહારસ માણે;
વ્યાસ વિરંચી વેદ વખાણે,
તો તે સુખ આપીયું સંતને રે. ... ૩
પ્રેમ પયોધર પુરણ દરીયો,
અનુભવ અમૃત સાગર ભરીયો;
પરસતાં તે મહાપદમાં ઠરીયો,
તો ઓધાર્યા જીવ અનંત ને રે. ... ૪
દર્શનથી સઘળાં દુ:ખ જ વામે,
સુર દુર્લભ સુખ સહેજમાં પામે;
નિર્મળ થાય કુવેરને નામે,
તો ચરણ કમળ જેનાં સેવતાં રે. ... ૫
કોટી જનમ જપ તપ વ્રત કરતાં,
અનંત દેવ પૂજા આચરતાં;
**છોટમ** તે પદ ડગલાં ભરતાં,
તો સનમૂખ સાહેબને જેતાં રે. ... ૬



## પદ - ૧૨

(રાગ : ધોળ)

સત્‌ગુરુ વિના જીવ શું રે જાણે;
બોલનહારો છે કયારે ઠેકાણે;
શબ્દ ઉચ્ચારેને દમ કોણ તાણે,
તો એ પદ છે ઘણું અટપટું રે. ... ૧
એ સ્થળ જાણે નહિ તે નુગરા,
કંઠીઓ બંધાવી કહેવાયા છે સુગરા;
જન્મ ને મરણના ન ટળ્યા વઘરા,
તો પોત ના પ્રીછે પોતા તણું રે. ... ૨
ચાર પ્રકારે ગુરુ જગમાંહી,
પ્રોક્ષગુરુ ગુરુ સત્‌ગુરુ સોહી;
પરમગુરુ મોટા જગ માંહી,
તે ભેદ તેનો કહુ ભણી રે. ... ૩
પ્રોક્ષ ગુરુ તે પ્રોક્ષ બતલાવે,
ગ્રંથ ભણી ભણીને સમજાવે;
લક્ષ પ્રતક્ષ શિષ્યને ના આવે,
તો જે ના લહે ચિદ્ ચિંતામણિ રે. ... ૪
ગુરુ નામ તો કહીએ રે તેને,
તત્ત્વ વિચાર ઉર હોય જેને;
ભાગ ત્યાગ કરી સમજાવે તેને;
તો અંશ અંશી એકતા કરે રે. ... ૫
દેવ પરોક્ષ કહ્યા છે પુરાણે,
અંશ તેના નિજ દેહમાં જાણે;
સમજાવીનો ઠેરાવે ઠેકાણે,
તો હસ્તાંમલ દેખે હરિ રે. ... ૬

ગુણના વાસ ત્રણ તનમાં કહાવે,
વૃત્તિ પ્રકૃતિનો અંશ લખાવે;
પુરુષના અંશની જયોતિ જગાવે,
તો સહસ્ત્ર કમલ દલ માંહિ રે. ... ૧
ઓહંગ સોહંગ સ્વાસા રે જેહી,
બ્રહ્મના અંશ કહાવે રે તેહી;
એમ બતાવે તે ગુરુ સનેહી,
તો એથી ઉપર સત્‌ગુરુ કહે રે. ... ૨
ગુણ ગણ પ્રકૃતિ અંશ બિરાજે,
તેનું જીવન બ્રહ્મ હંસ રાજે;
કર્તાનો અંશ તે ઉપર ગાજે,
તો તે સમજાવે એ સતુગુરુ રે. ... ૩
કર્તાનો અંશ તે આપનું આપુ,
અંશી કૈવલપદ તે પર સ્થાપ્યું;
એકતા કરાવી ભવ બંધન કાપ્યું,
તે જન છોટમ તે પરમગુરુ રે. ... ૪



## પદ – ૧૩

(રાગ : ધોળ)

સકલ દેવશિર સત્‌ગુરુ જાણી,
વેદ વદાંત વદે એમ વાણી;
પૂંજસે પુરણ પ્રેમે જે પ્રાણી,
તો ઉગ્ર પૂન્ય ઉદે થયાં રે, ... ૧
વિષ્ણુ તો વાસો વસે છે ચરણે,
દશ દિગ્‌પાલ કહાવે રે કરણે;
દિનકર દેવનો વાસો છે નયણે,
તો કોટિક ગ્રંથ વિષે કહ્યું રે. ... ૨

અશ્વનિકુમાર નાશાની અણીયે,
ગુણમય વરુણ જીભ્યાએ ગણયે;
વાણીએ વહની ભાવે કરી ભણીએ
તો મારુત માનો ત્વચા મહી રે. ... ૩

યમરાજા તો રહ્યા મૂલ દ્વારે,
ઠર્યા કમલ સુત ઉત્પતિ દ્વારે,
પાણ્યે ઈંદ્ર તે નિગમ પોકારે,
તો સંત કહે સંશય નહિ રે. ... ૪

મહા વિષ્ણુ ચિત્ત માંહી રે મળીયા,
બુદ્ધિએ બ્રહ્મા બિરાજે છે બલિયા;
ભોળા શિવ અહંકારમાં ભળીયા;
તો મનનો ચંદ્રમા માનીયો રે. ... ૫

ઈંગલા ને પિંગલા સુક્ષ્મણા સંગે,
ગંગા ને યમુના સરસ્વતિ રંગે;
રોમ રોમ તિર્થ રહ્યા અંગે,
તો દ્રઢ કરી ધાયા છે ધ્યાનમાં રે. ... ૬

વાસુદેવ ચરાચર વાસી,
અખંડ સ્વરૂપ આપે અવિનાસી;
પુરણ જયોતિ રહી પરકાસી,
તો તનુ ધારી છે ભવ તારવા રે. ... ૭

સરસ સારસા ધામ સોહાગી,
અંતરયામી કુવેર રહ્યા આવી;
જુગમાં જાહેર જ્ઞાન જણાવી,
તો **છોટમ**નાં કારજ સારવા રે. ... ૮



## પદ - ૧૪

(રાગ : ધોળ)

નામ નામ સહુ કોઈ કહે છે,
અક્ષરથી એ તો નામ જ લે છે;
અક્ષર મન પ્રણવ ઘડે છે,
તો પ્રણવ ઉઠે ચૈતન વડે રે. ... ૧
ચૈતન તો છે અંશ સત્તાએ,
સર્વ ચલે લોહ ચુંબક ન્યાયે;
એ કળ કેરો ભેદ જણાય,
તો ગુરુગમ આંખો ઉઘડે રે ... ૨
આંખોવાળા હોય તે એમ બુઝે,
પ્રણવ કલ્પતરુ તેને રે સૂઝે;
અરસ અમીરસ એને દુઝે
તો આપ જીુએ જે આપનું રે. ... ૩
તે તરૂંને કહું છું વિસ્તારી,
સાંભળજો સહુ નર ને નારી;
હરિજન હેત રહે ઉરધારી,
તો મૂળ અજંપા જાપનું રે. ... ૪
મહા મોજવંતા કર્તા કહાવે,
આપ ઉમંગે બાગ બનાવે;
સદ્ચિદ્ આનંદ બીજને વાવે,
તો પંચ તત્ત્વના કયારા કરી રે. ... ૫
ત્રણ ગુણ માંહે પૃથ્વી રસાલી,
દશ ઈંદ્રિ માંહે પોગરવાલી;
કર્તાની વૃત્તિ પોખે જળ પાણી,
તો અંતઃકરણ અવિકાશમાં રે. ... ૬

સદ્ બિજગ ચિદ્ અંકુર ઉગે,
આનંદ અમિરસ અવનિ રસ ચુગે;
ફૂલે કલ્પતરુ યુગે યુગે,
તો ખટચક્ર વિકાસમાં રે ... ૭
ચાર વાણી છે સાખાઓ એને,
વેદ પુરાણ પત્ર બહુ જેને;
અક્ષર બાવન કુસુમ છે તેને,
તો સંધ્ય ગાયત્રી ફળ ફળ્યા રે. ... ૮
એ ફળના કોઈ વિરલા રે ભોગી,
અનુભવિયા મહા અદ્વૈત યોગી;
સમજયા વિના જે કર્મના રોગી,
તો વિપ્ર રહ્યા રખવાળીયા રે. ... ૯
મંત્ર ગાયત્રી મૂખે કરી જાપે,
પ્રાણ પ્રતિષ્ઠા પ્રતિમામાં સ્થાપે;
કરગરે દેવ કેને ફળ આપે,
તો આપના જાપ ના સંભાળીયા રે. ... ૧૦
રખેવાળામાં પ્રભુજીએ આપ્યું,
દાન પૂન્ય બ્રહ્મભોજન થાપ્યું;
કર્મનું બંધન તેને નવ કાપ્યું,
તો એળે ગયા ગુરુગમ વિના રે. ... ૧૧
સત્‌ગુરુ મલીયા તે નિપજયા એવા,
વ્યાસ કપિલ દત્તશંકર જેવા;
જે જનને ચાખ્યા પ્રણવ ફળ મેવા,
તો **જન છોટમ** તે તેવા બન્યા રે. ... ૧૨



## પદ - ૧૫

(રાગ : ધોળ)

અંશની દષ્ટિ તો અવળી ફરી છે,
નિજકર્તા ભણી પૂંઠ કરી છે;
શરીર સબંધી પ્રીતિ ધરી છે,
તો રટકી રહ્યો કંઈ કાળનો રે. ... ૧

અટકણ તે અજ્ઞાન કહેવાય,
બંધન તે શુક નળિકાને ન્યાય;
પિંડ પાંજરામાં પડતો જાય,
તો મોહી રહ્યો માયાની જાળમાં રે. ... ૨

આપ અહંગ ભૂલી થયો એવો,
ઈંદ્રિ શરીર સંગે જડ જેવો;
નિજ કર્તા પ્રભુને ન જાણે તે કેવો,
તો ફરતો ચોરાસી ચૌટડે રે. ... ૩

કાળ કરખી જીવ બીજ કહાવે,
ચારે ખાણીમાં લઈને વાવે;
પરમગુરુ બિન કોણ છોડાવે,
તો ફરી ફરી ફરવું નવ પડે રે. ... ૪

અંશ વિશેષ કર્યા કર્તાએ,
તે સહુ જીવ તણા ગુરુ થાએ;
એક એકથી અધિક કહેવાએ,
તો અનુભવ રહિત ને અનુભવિ રે. ... ૫

એ બેન તો કહ્યા છે રે એવા
જવાળા વિના અગ્નિ હોય જેવા;
વિષય વિલાસમાં બૂઝે તેવા,
તો જવાળા રહિતને કહુ કવિ રે. ... ૬

પરમ ભકત મોટા જુગમાંહી,
વિષય વિલસમાં બુઝે નાંહિ;
મહા જવાળા સમ અનુભવ જયાંહી,
તો જનક કૃષ્ણ રઘુવર સમા રે. ... ૭

અનુભવ ઉગ્ર અખંડી તે જવાળા,
સર્વ ભખે પણ આપે નિરાળા;
જીવ અનંતને તારવાવાળા,
તો પરમગુરુ તે પરમાત્મા રે. ... ૮

તેમને શરણે જશે જન જયારે,
અંશની પિડા મટશે ત્યારે;
નિજ કર્તા દરશે તે વારે,
તો તનમનથી સેવો તેહને રે. ... ૯

આવરણ ટાળી અભયપદ આપે,
અંશને અંશી માંહે લેઈ થાપે;
કોટી જન્મનાં બંધન કાપે,
તો જો ખપ હોયે જેહને રે. ... ૧૦

અનુભવિ અનુભવ નેત્ર ઉઘાડે,
ઘોર અજ્ઞાન નિંદ્રાથી જગાડે;
દિવ્ય દિવાકર પ્રગટ દેખાડે,
તો અભિન્ન સુખ આપે ઘણું રે. ... ૧૧

તે ગુરુની સાથે લહે લાગે,
સસ્વરૂપે જાગૃત થઈ જાગે,
**જન છોટમ** ભવનો ભય ભાગે,
તો બંધન છૂટે તે તણું રે. ... ૧૨

## પદ - ૧૬

(રાગ : આશાવરી)

કર્તાની કળા ન્યારી, સંતો ભાઈ કર્તાની કળા ન્યારી;
આવી રચના રચે ના દેહધારી, સંતો.. ટેક૦

કૈવલ પ્રભુએ જગત રચ્યું છે, સ્થાવર જંગમ કેવું;
બિંદુ બીજમાં અદ્‌ભૂત રચના,
કોઈથી નવ થાય એવુ. સંતો... ૧

જ્ઞાન અગાધ આપી સમૃદ્ધિ, તત્ત્વ કર્યાં જેણે પહેલાં;
તેની બરાબર કોણ જ થાશે,
હું બ્રહ્મ કહે તે ઘેલા. સંતો... ૨

દેહધારી જે ઘાટ ઘડે, તે કર્તાની કળથી ચાલે;
દેખે સાંભળે ને સર્વ સમજે,
તેવું ન થઈ શકે કોઈ કાળે. સંતો... ૩

જીવ ઈશના કૃત્ય જુદા, ફેર ઘણો છે તેમાં;
જીવનું કૃત જડ રહે છે,
ચૈતન ના મળે તેમાં. સંતો... ૪

જગત જીવને પંથમાં લેવા, પોતે પ્રખુ કહ્યું જેણે;
કરમ ધરમની રીતિ ભણાવે,
નવું નવ નિપજે તેણે. સંતો... ૫

ચૈતન સહિત આ દેહને સરજયો, તેવા પ્રભુને જાણો;
કહે **છોટમ** બીજા પંથ ગપોડા,
તે મનમાં નવ આણો. સંતો... ૬



## પદ - ૧૭

(રાગ : ધોળ)

સન્મુખ દરિયો સભર ભરીઓ, ઉલસ્યો છે આનંદ તરંગ રે;
હંસ બિરાજે જયાં હરિ તણા, નહિ જેને રૂપ ને રંગ રે. ... ૧

મેળો તે મહા મુનિજન કેરો, ઝીલતાં નિર્મળ નિરરે;
બ્રહ્મ અમિરસ ભોગિયા, જોગિયા જુગમાં છે ધીરરે. ... ૨

કમળ ખીલ્યાં બહુ રંગના, શબ્દ સુંગધી છે સાર રે;
પડ વિના પાંખડિયે ફરે, કરે મન ભ્રમર ગુંજારરે. ... ૩
મોતિ નિપજે મોંઘા મૂલનાં, તે ગ્રહે મરજીવા મરાળરે;
અમૃત પીવે અમર ઘણા, નહિ જેને કર્મ ને કાળરે. ... ૪
સુરતિ સોહાગણ ત્યાં ગઈ, સાંભળી સિંધુનો નાદ રે;
ન્યાલ થઈ નિજ નિહાળતાં, પામી તે સત્‌ગુરુનો પ્રસાદરે, ... ૫
લાભ થયો લક્ષ કોડનો, ઉઘડી છે ભાગ્યની રેખ રે;
ધન રે વિધાતાએ ઘર થકી, લખીઆ છે હરિ મળવાના લેખરે. ... ૬
જે પદ દુર્લભ દેવને, અજભવ ઈચ્છે છે મનરે;
એ મહાપદ મને આપીયું, એવા એ સત્‌ગુરુને ધન્ય રે. ... ૭
આપ ઓળખાવ્યું જે આપમાં, પ્રભુ મને દેખાડયા પાસરે;
**છોટમ** તે પદ પામિયા, જેનો અખંડ છે રાસરે. ... ૮



## પદ – ૧૮

(રાગ : ધોળ)

જુઓ ભાઈ જગત જેણે કર્યું, એ કળ સદ્‌ગુરુને હાથ રે;
એરણ હથોડીને સાંણસી, કર્તાએ સરજયાં છે સાથરે. ... ૧
એરણ કરી ૐ કારની, સોહમ્ હથોડી છે સારરે;
ત્રધા વૃત્તિ ગુણ સાંણસી, કરમાંહી લીધી છે કિરતારરે. ... ૨
પિંડ બ્રહ્માંડ મધ્યે રહી, બાંધ્યો છે બીબાંનો ઠાઠરે;
જડ ચૈતન એક રસ કરી, પ્રથમ રચિયું છે વૈરાટરે, ... ૩
ચાર ખાણોની રચના કરી, કર્યા છે લક્ષ ચોરાસીના લોકરે;
અકટ કળા છે આપની, ઉપજાવી કરે છે ફોકરે. ... ૪
જળચર નવ લક્ષ જાતનાં, દશ લક્ષ પંખીડાં દીસેરે;
સ્થાવર તે લક્ષ ત્રીસનાં, પશુની જાતિ છે લક્ષ વીસરે. ... ૫
કીટ એકાદશ લક્ષનાં, મનુષ્યની જાતિ છે લક્ષ ચારરે;
એમ ચોરાસી લક્ષ જાતના, ઘાટ તો ખડિયા છે કિરતારરે. ... ૬

જડવત્ બીજ પ્રથમ કરી, પ્રેર્યો છે પોતાનો અંશરે;
એક એકથી અનેક થયા, વિસ્તાર્યો તેહનો વંશરે. ... ૭
જે કળે જગત ઘડાય છે, તે જાણે સત્ગુરુ દેવરે;
કળ ભેદુ કર્તા સમ જાણીને, કરવી નિરંતર સેવરે. ... ૮
કારીગર કિરતારના, પુત્ર છે સદ્ગુરુ સંતરે;
તે ગતિ જાણે તેહની, ના લહે જકતના જંતરે. ... ૯
એ ભવ ભોમિના ભોમિયા, જો મળે પુન્યને તે યોગરે;
**છોટમ** તે સુખ આપે ઘણું, ટાળે જન્મમરણના રોગરે. ... ૧૦



## પદ – ૧૯

(રાગ : તેરા સાહેબ હાલ હજુર)

તેરા સરજનહાર હજુર, દેખો ગુરુ શબ્દ ગ્રહી;
દુરભાગી કહતકે દૂર, જાકુ ગુરુ જ્ઞાન નહિ. ટેક.
બ્રહ્મા આયુષ્ય જાય પંથમે, તોહુ ઠોર ન પાવે;
સો સત્ગુરુ એક સહેજ સાનમે, નિકટ નાથ દેખાવે. તેરા... ૧
આપ બળે તપ તિરથ સાધન, યોગ યજ્ઞ જપ ઠાને;
બ્રહ્મલોક તું જાઈ ભોગવે, પીછા પૂનરભવ આને. તેરા... ૨
તરણકી ઓટે ગિરિ અવરાયા, કહત લોકમે બાની;
આપ ઓટ રહત મહારાજા, સો ગુરુ કહત નિશાની. તેરા... ૩
ઈંડ પિંડ કે પોષણહારા, ચૈતન ચિદ ચતુર સુજાના;
**જન છોટમ** સત્ગુરુ પ્રતાપે, સો કર્તા અબ ઠાના. તેરા... ૪



## પદ – ૨૦

(ભગવાન કરૂણાસાગર પ્રશસ્તિ)

કરુણાસિંધુ પધારે, અવનિ પર કરુણાસિંધુ પધારે;
અગણિત જીવ ઓધારે, અવનિ પર કરુણાસિંધુ પધારે. ટેક.
પ્રબળ અવિદ્યા તિમિર અપરિમિત, વ્યાપી રહ્યો જગમાંહી;
તાતે સૂઝ ગઈ સબ જનકી, કર્તા સૂઝત નાંહી. અવનિ. ૧

જ્ઞાન ભાણ પ્રગટે કરુણાકર, કુવેર સ્વરૂપ સુખદાઈ;
નૈંન કમલ વિકસે નિજ જન કે, દિનો તિમિર ભગાઈ. અવનિ. ૨
વ્યાસે અર્થ વેદકો કીનો, પ્રગટ પુરાણ બનાયે;
પુરુષ પ્રકૃતિ જગકો કારણ, સો કર્તા કહી ગાયે. અવનિ. ૩
અંત ભાગ જે સકલ વેદકો, નામ વેદાન્તહી સોઈ;
નિર્ગુણ બ્રહ્મ કહત હે તામે, જુગ સરજત નહિ કોઈ. અવનિ. ૪
બ્રહ્મ પ્રકાશ અખિલ કર્તાકો, રવિ ઓરુ આતપ જેસો;
આતપ જડવત વ્યાપક નભમે, સો સરજે જગ કેસો. અવનિ. ૫
યહાં લ્યૌ જ્ઞાન વેદાન્ત ગ્રંથકો, તામે અટકે જ્ઞાની,
કર્તા કૈવલ પરમધામમે, તાકી ખબર ન જાની. અવનિ. ૬
જે અવતાર પુરુષ આયા, આપના નામ ભજાયા;
તાકી પ્રતિમા પૂજન લાગે, સરજનહાર ભૂલાયા. અવનિ. ૭
અબ દુનિયા કે પરમ ભાગ્યસે, કરુણાસાગર આયે;
એક જગત કિરતાર દ્રઢાયા, ઓર મિથ્યા કરી બતાયે. અવનિ. ૮
જે જે શરણે ગયે સાહેબકે, સંશય સકલ મીટાયા;
ઉભયે હંગ લક્ષ દરશાયા, સોહી પરમપદ પાયા. અવનિ. ૯
પરમ દયાળ પરમ ઉપકારી, પરમ જ્ઞાન ગુણવાના;
**છોટમ** દેત સકાં જીવનકુ, કુવેર પરમપદ દાના. અવનિ. ૧૦



## પદ – ૨૧

(રાગ : ધોળ)

જ્ઞાન વિના મારગ તે સહુ માયા તણા,
જગ કર્તા પ્રભુને નવ જાણે કોય જો;
ડાળ પાંખડે પાણી સિંચે પ્રિતથી,
તેથી તો કાંઈ તરુવર તૃપ્ત નવ હોય જો. જ્ઞાન... ૧
કણ છોડીને જેમ કોઈ વાવે કુસકા,
કોઈ કાળે વળી ઊગે નહિ ત્યાં અન્ન જો;
ચૈતન છોડી જે જડને ઝાલી રહ્યાં,
પિંડ દમે ને ઘણું કરે પ્રહેતન જો. જ્ઞાન... ૨

યોગી થઈ આરાધે બહુ જયોતને,
        જંગમ શિર પર ધરે શિવનું લીંગ જો;
ઈશ્વરને નવ માને સર્વ સેવડા,
        સંન્યાસી કહે આપે બ્રહ્મ અભંગ જો. જ્ઞાન... ૩
દુર જાણી પોકારે સહુ દરવેશડા,
        બ્રાહ્મણે તો માન્યું કર્મને બ્રહ્મ જો;
જેમ તેમ જુગત કરીને ઘેર્યા જીવને,
        સત્ગુરુ વિના ન સમજે કોઈ મર્મ જો. જ્ઞાન... ૪
કોઈ કર્તા શકિત કહે છે શિવને,
        કોઈક બ્રહ્મા કોઈક વિષ્ણુને કહે વ્યાપજો;
કોઈ અવનિ પર અવતરિયા અવતારને,
        પ્રતિમા તેની પૂંજે માંડી થાપ જો. જ્ઞાન... ૫
કોઈક તિરથ કોઈક વરત લાગી વાસના,
        કોઈક સમ્પ્રદાય માર્ગ માન્યો સાર જો;
કોઈ ધામે કોઈ નામે માન્યો મોક્ષને,
        એવા મત તો ગણતાં ના આવે પાર જો. જ્ઞાન... ૬
શુદ્ધ સનાતન અંશ કર્તાનો આપજે,
        તે આપુ નવ જાણે અંધ અજાણ જો.
પેચ ના જાણે પેઠા પામર પંથમાં,
        મંદ મતિ તે તાણે મતની તાણ જો. જ્ઞાન... ૭
અંશ અંશી બે પદને પ્રિતે પ્રિછવે,
        તે દરશાવે પ્રપંચ કેરી પાર જો,
**છોટમ** શ્રીમંત કુવેર કરુણા જેને કરે,
        તે નરને તો છે ઠરવાનો ઠાર જો. જ્ઞાન... ૮



## પદ – ૨૨

(રાગ : ધોળ)

શ્વાસોશ્વાસે સમરો સરજનહારને,
જડને ચૈતન કરે છે જગદીશ જો,
અખિલ ચરાચર લોકતણો જે આત્મા,
સમર્થ સાહેબ સત્ય નિરંજન શેષ જો. શ્વાસો ... ૧
ગુરુ માયમાં દરશે ગુરુની ગમ થકી,
પોખંતો જે રહ્યો પરાની પાર જો,
શબ્દાતિત સકળ ઘટમાં સોહામણો,
બહુ ગુણવંતો બોલે રહીને બહાર જો. શ્વાસો ... ૨
અગણિત હરિહર અજ પણ જેને આશરે,
અગણિત ઉડઘણ રવિ શશી તેજ અનંત જો;
અગણિત ઈંદ્ર વરુણ વાયુ છે જે વડે,
અગણિત દેવ મુનિજન શેષ મહંત જો. શ્વાસો ... ૩
અગણિત શેષ શારદ સુરિજન શોભતા,
અગણિત દિસે લોકપાળ યમ કાળ જો,
અગણિત ભોમી ભૂત જે માંહે ભર્યા,
અગણિત વિદ્યૂત જળધર ઉદધિ વિશાળ જો. શ્વાસો ... ૪
અગણિત જીવ ચરાચર માંહે વસે,
સ્થાવર જંગમ પશુ પંખી નરનાર જો,
અગણિત રામ રહ્યા છે જેના રૂપમાં,
અગણિત રાધા કૃષ્ણ કરે વિહાર જો. શ્વાસો ... ૫
અગણિત ઈંડ કટાક્ષ રહ્યાં એક રોમમાં,
એવું અદ્દ્ભુત અકળ અલૌકિક રૂપ જો;
એ કર્તા કૈવલને કોઈક ઓળખે,
અવિનાશી જે અખિલ ભોવનના ભુપ જો. શ્વાસો ... ૬
કરુણાસિંધુ કુવેર કૃપા જયારે કરે,
ત્યારે તે પદનો અનુભવ સમજાય જો;
**જન છોટમ** રે સેવા સાધન સહુ સરે,
આ ભવમાં એ આવાગમન ના થાય જો. શ્વાસો ... ૭

## પદ – ૨૩

(રાગ : ધોળ)

મંદ મતિ નવ જાણે મહિમા જ્ઞાનનો,
મહત્તા જે મોટી સહુ શિર મહેર જો;
ઈશ્વર થઈ પુજાવે અનુભવ જ્ઞાનથી,
અજાણ્યા બહુ જીવ રહ્યા અધર જો. મંદ ... ૧

જ્ઞાત વિના તો બ્રહ્માજી ભટકયા ઘણું,
કંઈ યુગ વિત્યા ફર્યા કમળથી મધ્ય જો;
આદિ પુરુષે ઉપદેશ કર્યો આકાશેથી,
અનુભવ પ્રગટયો દરશ્યો આત્મ રિધ જો. મંદ ... ૨

શિવજી સરખા જાણીને જુગતે રહ્યા,
અજર અજન્મા એવું દીઠું આપજો;
હરિ હુકમે હરે ચરાચર લોકને,
પોતાને સ્પર્શે નવ કાંઈ પાપ જો. મંદ ... ૩

સનકાદિક નારદનું હારદ એ સહી,
દત્ત ઋષભને કપિલદેવ ભગવાન જો;
અષ્ટાવક્ર જનક દુર્વાસા વ્યાસજી,
શુકજીને તે સદા નિરંતર ધ્યાન જો. મંદ ... ૪

હસ્તામલ શંકર અજગર આદિ ઘણા,
નવયોગી જડભરતકુમાર વશિષ્ટ જો;
રામ કૃષ્ણ અવતાર હરિ એ જ્ઞાનથી,
અખિલ લોકના કહેવાયા જે ઈષ્ટ જો. મંદ ... ૫

ખડવાંગદ્ રહુગણ રાચ્યા એ રંગરાં,
પરિક્ષિત સરખા પામ્યા તે મોક્ષ જો;
અર્જુન ઓધવ ઉમિયા એ પદમાં રમે,
દિવ્ય દર્શતાં મતિ મટી ગઈ પ્રોક્ષ જો. મંદ ... ૬

અનેક થયા તે આગળ એ લક્ષે કરી,
આ જુકામાંહી અખા કબીરની આદ્ય જો;
પરમહંસ જે પુરણ પદને પામીયા,
તે તો સર્વે જ્ઞાન તણે પરતાપ જો. મંદ ... ૭
કોટી અનંત થયા રે એ જાણ્યા થકી,
સર્વેનું ભારી બ્રહ્મ સિદ્ધાંત જો;
કરુણાસિંધુ કુવેર કૃપા જેને કરે,
**છોટમ** તેણે પરસે કૈવલ ક્રાન્ત જો. મંદ ... ૮



## પદ – ૨૪

(રાગ : ધોળ)

સદા નિરંતર સાચા ગુરુને સેવીએ,
જુટ્ઠાથી કોઈ જનના ના સરે કાજ જો;
વેદ વાંચતં બળતરા ઉપજી વ્યાસને,
દેવ ઋષિ મળીઆ તો ભાગી દાઝ જો. સદા... ૧
જાણ સકલ જુગના જનકે તેડાવીઆ,
સમ દમ કરતા સામ્રથ સિદ્ધ જો;
અષ્ટાવક્ર અનુભવિ ગુરુ જયારે મળ્યા,
દિવ્ય દષ્ટિ કરી દર્શાવ્યો મહાનિધ જો. સદા... ૨
કોટીક ઉપાસના કરે કુશળ કોઈ કર્મમાં,
એવા ગુરુ તે પ્રભુને કહે પરોક્ષ જો;
પ્રીછવ્યો શુકજીએ પરિક્ષિત રાયને,
મહાવિદ્યા આપીને કીધો મોક્ષ જો. સદા... ૩
ભરત ભેટયા રહુગણને રસ્તે જતાં,
સંશય છેદી ક્ષણમાં કીધા શાન્ત જો;
દત્ત ગુરુએ શંકરને દયા કરી,
મળીયા જયારે મહા અનુભવી મહંત જો. સદા... ૪

શિવજીએ સમજાવ્યું સતીને શાનમાં,
અમર કર્યાનો આપ્યો આતમ લક્ષજો.
કૃપા કરીને પાર્થ કૃષ્ણે પ્રિછવ્યો,
ઓધવજીને મહાપદ આપ્યું પ્રત્યક્ષ જો. સદા... ૫
શુકજીને સમજાવવા જનકે જે કહ્યું,
આદિ પુરુષે જેમ અજને કીધો બોધ જો;
પરશુરામને દત્તે હરિ દર્શાવીઆ,
શાન્ત થયા ને સમીયો સઘળો ક્રોધ જો. સદા... ૬
ભણાવ્યા નિજ ગુરુએ શ્રી રઘુરાયને,
ભારે જે કોઈ બ્રહ્મ વિદ્યાનો ભેદ જો;
ભીષ્મપિતાએ પાંડવ સર્વે પ્રિછવ્યા,
કૃષ્ણ સમીપે કીધો પાપનો છેદ જો. સદા... ૭
ચારે યુગમાં જો જો સહુ ચિત્ત ધરી,
આતમ લક્ષ વિના નવ સરિયો અર્થ જો;
**જન છોટમ** કહે આરત ઉપજે જેહને,
શરણ ગ્રહીને સેવો સત્ કુવેર સમર્થ જો. સદા... ૮



## પદ – ૨૫

(રાગ : ધોળ)

સગુણ રૂપે પ્રગટયા શ્રી કુવેર ગુરુ,
આપો આપ અકળ પુરુષ અવિનાશ જો;
નિર્ગુણ ને ગુણરૂપ નિરંજન નાથનું,
સેવા કરીએ આણી દ્રઢ વિશ્વાસ જો. સગુણ... ૧
ગુરુપદ પૂંજે ચૌદ લોક પૂંજાય છે,
દર્શન કરતાં દુઃખ દારિદ્ર જાય જો;
પરિક્રમા કરતાં રે પુન્ય પ્રગટે ઘણું,
ડગલે ડગલે અનેક યજ્ઞ ફળ થાય જો. સગુણ... ૨

ગુરુને જમાડે તેણે જગત જમાડીયું,
ત્યારે પ્રસન્ન થઈને પરસાવે પરિબ્રહ્મ જો;
ચંદન પુષ્પ ચઢાવે જે જન ચિત્ત ધરી,
કાપે તેનાં કોટી જન્મનાં કર્મ જો. સગુણ... ૩
ધૂપ દીપ જેહી ઉતારે આરતિ,
તે પ્રાણીના પુન્ય તણો નહિ પાર જો;
ધ્યાન કરીને ધારે દ્રઢ તેહને,
ઉર અંતર પ્રગટે જ્ઞાન અપાર જો. સગુણ... ૪
ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ ગુરુ મહાદેવને,
ગુરુને જાણો સૌ દેવ તણા દેવ જો;
સાધન સકળ તણું ફળ પામશે,
શુદ્ધ ભાવ શું કરે નિરંતર સેવજો. સગુણ... ૫
અગમ નિગમ ઉચરે જશ બહુ જેહના,
તે તણો મહિમા શું જાણે મતિમંદ જો,
કેવલવેત્તા ગુરુને **છોટમ** જે ભજે,
છૂટે ક્ષણમાં તેના ભવ ફંદ જો. સગુણ... ૬



## પદ – ૨૬

(રાગ : ધોળ)

એ મન શુદ્ધ નવ થાય રે ગુરુ સેવ્યા વિના,
અનેક જન્મનું ટળે નહિ અજ્ઞાન જો;
વિષય વાસના પામરની નવ પલટે,
દ્રઢ થઈ ને ધરો ચરણકમળનું ધ્યાન જો. મન... ૧
ભ્રાન્તિ ભેદ બહુ રે નાના ભાતના,
સમર્થ ગુરુ વિના નવ છેદે સંશય કોય જો;
અવર ઉપાસના કોટિક કોઈ કરે પણ,
અંશ મળ્યા વિના હરિ શું હેતના હોય જો, મન... ૨

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ થાયે સદા,
તેહ તણા સાક્ષીનો સર્વાતિત લક્ષ જો;
બોલનહારો રે રહ્યો બાવન બાહ્યરો,
પ્રગટ કરીને ગુરુ દર્શાવે પ્રત્યક્ષ જો. મન... ૩

વિછડયો હરિ થકી કોટિક યુગ વીતી ગયા,
અવળો થઈને આરાધે જડ ઈષ્ટ જો;
જપે નામ પણ નામીને જાણે નહિ,
પ્રગટ ગુરુને પૂછે નહિ પાપિષ્ટ જો. મન... ૪

અંતરલક્ષ વિના રે બાહેર જે બકે,
તન મન કેરા ટળે નહિ તાપ જો;
મહા દુઃખ માયા કાળ તણું કયારે મટે,
જયારે આપે અમર મંત્રનો જાપ જો. મન... ૫

શુદ્ધ બોધમય સત્‌ગુરુ જ્ઞાની સેવીયે,
કૈવલવેત્તા ટાળે ભવનો ફંદ જો;
અભય કરીને અખંડ સુખ આપે ઘણું,
નિજગમથી દર્શાવે આનંદ કંદ જો, મન... ૬

જો જાણો તો એમ કરીને જાણજો,
સકલ શાસ્ત્રનું એ નિશ્ચય સિદ્ધાંત જો;
ગુરુ પ્રતાપે પુરણપદને પામીએ,
એમ તર્યા કંઈક અનંત કોટિ સંત જો. મન... ૭

કરુણાસિંધુ કુવેર કઠણ કળી કાળમાં,
ધરણી ઉપર ધર્યા હરિયે સ્વરૂપ જો;
**જન છોટમ** જગ માંહે જ્ઞાન કર્યું ઘણું,
ભેદા લહે જે જાણે સત્ય સ્વરૂપ જો. મન... ૮





## પદ - ૨૭

(રાગ : ધોળ)

ભક્તિ ના ભાવે રે જીવ અભાગિયા,
સેવડાને તો ના ગમે સંતનો સત્સંગ જો;
ઝેર તણા અંકુરો જેમાં જામીયા,
વિષધરને તો ના રહ્યું અમૃત અંગ જો. ભક્તિ ... ૧
જળધરનું જળ વહાલું સહુ તરુ જાતને,
અધમ જવાસીઓ એથી રે સુકાય જો;
ઉલક અભાગી રૂડી માને રાતને,
અર્ક તણે અજવાળે આંખ મીંચાય જો. ભક્તિ ... ૨
ચંદ્ર તણો ઉદ્યોત ગમે નહિ ચોરને,
અધમ અવિદ્યા અંધારે ઉમંગ જો;
ધણી શું હેત ન હોય હરાયા ઢોરને,
શઠને ના ગમે સારા જનનો સંગ જો. ભક્તિ ... ૩
ગર્ધવને તો વૃષ્ટિ કાળે ના ગમે,
મુઢ અનીતિ ઉનાળે મલકાય જો;
કુલટા કંથ તજી કોઈક સંગે રમે,
વ્યસનીને વટલાયાની ભ્રાંત ન થાય જો ભક્તિ ... ૪
નીતિ ના ભાવે રે નર અજ્ઞાનીને,
વેશ્યાને તો ના ગમે સતીનો સંગજો;
સારૂં ને નરતું તે સરખુ શ્વાનને,
તાપવંતને તુપે હોય ઉત્પાત જો. ભક્તિ ... ૫
વાનીના લાડુની રીઝે વંતરાં,
પામર પ્રિત કરી પૂંજે પાખંડ જો;
હંસ હોય તે મુકતાફળ પાવે ખરા,
ભજે વિવેકી જાણી હરિ અખંડ જો. ભક્તિ ... ૬

ફેર ચઢેલો સરવેને ફરતા લહે,
કોઈનું સાચું કહ્યું ધરે નહિ કાન જો;
કમળાવાળો સરવસને પીળા કહે,
સુન થયેલાને શુદ્ધ રહે નહિ શાન જો. ભકિત... ૭
પુષ્યતણાં ફળ પ્રગટે જે પ્રાણી તણાં,
પ્રભુની સાથે તેને ઉપજે પ્રિત જો;
**જન છોટમ** કહે તેનાં તપ જાણો ઘણાં,
રૂડી જેને ભકિન કેરી રીત્ય જો. ભકિત... ૮



## પદ – ૨૮

(રાગ :ધોળ)

જ્ઞાન વિના સાધન સરવે ફોક છે,
જપ તપ સાધન સરવે સ્વપ્ન સમાન જો;
જ્ઞાન વિના જગજીવન તે કયાંથી જડે,
અંધા નરને ભાસે નહિ કાંઈ ભાણ જો. જ્ઞાન ... ૧
નિજ કર્તા નવ જાણ્યા ભૂલ્યો આપને,
મોહ મદ વ્યાપ્યો જેને મન જો;
જમ છે તેવું તેને દરશે નહિ,
અવળો ચાલે કરે ઉપાસના આન્ય જો. જ્ઞાન ... ૨
દિશા ભૂલેલો દેશ ન જાણે આપનો
પૂર્વને તો પશ્ચિમ પરઠે તેહ જો;
જડ પૂંજેને જડ આરાધે જડમતિ,
નિજ આતમ તો માને છે જડ દેહ જો, જ્ઞાન ... ૩
પાખંડીએ ભૂલાવ્યા આ ભવ લોકને,
કપટ કરીને બાંધ્યા મતના ગ્રંથ જો;
વચને વહાવ્યા જુથે રાખવા જીવને,
મનુષ ભજવી કર્યો પ્રપંચે પંથ જો. જ્ઞાન ... ૪
અંશ અંશીની પ્રીછિ નહિ પરનાલિકા,
મનુષ્ય નામનો માન્યો મોટો મંત્ર જો;
મૂળ મહેશ મૂર્તિની કીધી સ્થાપના,
પંચ તત્ત્વનો ઉભો કીધો જંત્ર જો. જ્ઞાન ... ૫

શુભ કર્મે નર સ્વર્ગ તણું સુખ ભોગવે,
અશુભ કરે અધમ યોનિમાં જાય જો;
ચોરાસી લાખ તનુમાં જન ફરતો ફરે,
કોઈ કાળે તે જીવનો શિવ નવ થાય જો. જ્ઞાન ... ૬
શુદ્ધ મારગ દેખાડે સંત મુમુક્ષુને,
ભાગ્ય જાગેથી મળે ખરા ગુરુરાય જો;
અગાધ બોધ કહે જે ગ્રંથે વરણવ્યો,
**જન છોટમ** તે જનનાં સુધરે કાજ જો. જ્ઞાન ... ૭



## પદ – ૨૯

(રાગ : બિહાગ)

સમર સરજનહાર રે મન સમર સરજનહાર,
આકાશથી જે રહે આઘો પચીસ કેરી પાર;
તે પ્રભુ કર્તા સર્વેનો જયાં સમે ૐકાર રે. મન ... ૧
જેની ઈચ્છા વડે ઉપજે બ્રહ્માંડ કોટિ અપાર,
ઈચ્છા વડે પોષે વળી કરે સંહાર રે. મન ... ૨
અનંત શકિત અપાર મહિમા વેદ કરે ઉચ્ચાર,
તત્ત્વમસીનો અર્થ જોતાં જડે તેહનો ઠાર રે મન ... ૩
આકાશમાં જેમ શબ્દ વ્યાપક તેમાં અક્ષર સાર,
અક્ષરમાં અક્ષરાતિત વ્યાપક છોટમનો કિરતાર રે મન ... ૪



## પદ – ૩૦

(રાગ : ઢાળ ફેર)

જાકે શિર પર સરજનહાર, સોઈ નર કાઈ સે ડરે;
જૈસા કેસરી કેરા કુમાર, અભય બન બનમેં ફિરૈ ... ૧
બાલકકું વૈતાળ ડરાવે, જબલગ સમજત નાહિ;
બડા હુવા સો બીક ન માને, મરમ રહે મનમાંહિ ... ૨
ઈંડાકુ બહુ ડર ભુચરકા, જબલગ પડદે પડિયા,
ગુરુગમ જ્ઞાને પડદા ફૂટયા, જઈ ગગન ઘર અડિયા. ... ૩

લોક લાજ ટર બ્રહ્મ ભજનમે, નહાનમ નરકુ આવે,
સુરા પુરા કોઈક વિરલા, ગુણપતિ ગુણ ગાવે ... ૪
સ્વાંગ સતિકા જબહી પહેર્યા, તન મન પતિકુ દીના;
**છોટમ** સદા રહી સેવામાં, ત્રિભુવનમેં જશ લીના ... ૫



## પદ – ૩૧

આ જોને બહેની પ્રાણપતિ રમે પાસે,
તેને સાધી લે શ્વાસ ઉશ્વાસે રે. આ જોને ... ટેક
સૌના સામો છે શામળીઓ, જો ગુરુ દ્રષ્ટે જુવે;
તેહ તજીને અવર ભરોસે,
શા સારૂ અવસર ખુવે. આ જોને ... ૧
કણ તજીને ગ્રહે કુશકા, તેણે કાજ ના થાયે,
ચૈતન છોડી જડને ભજતાં,
જન્મ મરણ નહિ જાય રે. આ જોને ... ૨
માખણ તજી તક્ર ગહે, તે જન શાને ડાહ્યો;
પ્રભુ તજીને પ્રપંચ પૂજે,
તે જન જાય વવાયો રે. આ જોને ... ૩
અંતરયામી આનંદ સિંધુ, ભજીલે પૂરણ ભાવે;
**જન છોટમ** મનુષ્ય તન જેવો,
ફરી ફરી નહિ આવે રે, આ જોને ... ૫



## પદ – ૩૨

(રાગ : ગરબી)

મહાપદ લાધ્યું રે હો જેને, બીજાં સાધન નવ રહ્યાં તેને;
સેજ સમાધિ રે હો લાગી, અનુભવ જયોત નિરંતર જાગી
અનહદ વાજાં રે હો વાગે, પરણવ અરણવ લહરો ગાજે,
ગંગા યમુના રે હો વહે છે, ત્રિવેણીમાં તાર મળે છે.
જન ત્યાં આવે રે હો ઝાઝા, ત્યાં છે સકલ તિરથનો રાજા;
દેવ મુનિનો રે હો મેળો, ભાવિક સંઘ ત્યાં થાય બહુ ભેળો.

અક્ષય વટ છે રે હો એમાં, વિશ્વપતિનો વાસો જેમા,
તે તિરથમાં રે હો નહાશે, કાગ મટીને હંસ જ થાશે.
પિંડ જ તેમાં રે હો ધરસે, સત ઈકોતેર કુળ જ તરશે;
નિર્મળ થાશે રે હો કાયા, પ્રેમ પ્રયાગ વિષે જે નહાયા.
સત્ કુવેરની રે હો સંગે, **છોટમ** નહાયા પ્રેમ ઉમંગે.



## પદ – 33

(રાગ : ધોળ)

નવ અંતર થાય ઉકેલ, જ્ઞાની સત્‌ગુરુ વિના,
ખોટો જાણે નહિ ભવ ખેલ, જ્ઞાની સત્‌ગુરુ વિના. ટેક.

સાડા ત્રણ મણનું સુતર ગુચાયું, તેનો હાથ ન લાગ્યો તાર રે;
શું કરે બુદ્ધિ બિચારી બાપડી રે, જેના ઘટમાં ઘણો અંધકાર.
જ્ઞાની ... ૧
એરે અંધારાં ઉલેચવા રે, કરે બીજા અનેક ઉપાયરે;
અનુભવ અર્ક ઉગ્યા વિનારે, કોઈ કાળે અળગુ નવ થાય.
જ્ઞાની ... ૨
કયાં થકી જીવ આવીયોરે, વળી પિંડ મધ્યે કયાં વાસરે;
પિંડ પડયા પછી કયાં જશે રે, તેનો કોઈએ ના કીધો તપાસ.
જ્ઞાની ... ૩
એમ વિચાર વિના ગયારે, ઘણા ઘણા ઘસંતા હાથ રે;
સદ્‌ગુરુ લક્ષ લહ્યા વિના રે, કેમ મળશે ત્રિભોવન નાથ.
જ્ઞાની ... ૪
તુષા ન ફીટે તોય વિણ રે, ભૂખ ભોજન વિના નવ જાયરે;
ગુરુ વિના હરિ નવ મળે રે, કરીએ અનંત કોટિ ઉપાય.
જ્ઞાની ... ૫
થોડા માંહી ઘણું કહ્યું રે, પણ કોય ન બેસે ઘાટ રે;
**છોટમ** સજજન સમજશે રે, ભમે દુરિજન ભારે વાટ.
જ્ઞાની ... ૬

## પદ – ૩૪

(રાગ : ધોળ)

જેણે પકડયો છે નીતિનો પંથ, સદા સુખ તેહને;
ગુણ ગાય ઋષિ મુનિ સંત, સદા સુખ તેહને. ટેક.
સોળ કળાએ શોભિતારે, જેવો પૂર્ણિમાનો ચંદરે;
શીતળકારી સર્વનેરે, આપે અખિલ જીવોને આનંદ સદા... ૧
નેત્ર જેના રે માંહી અમૃત ભરીયા, દીસે પરમ દયાળરે;
પર ઉપકારી પુરુષનીરે, વાધે સઘળે કીર્તિ વિશાળ સદા... ૨
ભકિત મુકિતની યુકિતરે જાણે, વળી જાણે પરમ વિવેકરે;
વિમળ વચન ઉચારતાંરે, ટાળે દુર્ગુણ દોષ અનેક. સદા... ૩
નર નારી કે નરપતિરે, નીતિ નિપુણ જે હોય રે,
અમર કીર્તિ એહનીરે, જય જયકાર કરે સહુ કોય. સદા... ૪
કૃપા ઘણી ગુરુદેવનીરે, તે જીવની ઉપર હોય રે;
નીતિ નિવાજે તેહનેરે, તેને પાપ ન પરસે કોય. સદા... ૫
સકલ તરુવરમાં શોભીતુંરે, ચંદન વૃક્ષ જ સારરે;
નીતિવાળા નર તે સમારે, તેનો સફળ જાણો અવતાર. સદા... ૬
આ લોકે યશ ઉજળો રે, પરલોકે મળે માન રે;
નીતિવાળા નરને સદારે, ભેટે ભાવ ધરી ભગવાન. સદા... ૭
ન્યાય નીતિ જે નરને વિસેરે, તેમાં ગુરુગમ જ્ઞાન નિવાસ રે;
કહે **છોટમ** તેને હૃદેરે, ભાસે કૈવલ અંશ પ્રકાશ. સદા... ૮



## પદ – ૩૫

(રાગ : ધોળ)

જેને ઉગ્યો છે અનુભવ અર્ક, એવારે કોય અનુભવી;
તમ રૂપી સમ્યા છે વિતર્ક, કથન શું કથે કવિ. ટેક.
અનુભવ અર્ક ઉદે હવો તે, જાણે સાર અસારરે;
સર્વે તત્ત્વ તપાસતારે, જેને ઉપન્યો છે વિમળ વિચાર. એવા ... ૧
નુન્યાધિક તે ન્યાયે કહે છે, નિંદે નહિ લવલેશ રે;
તત્ત્વ ગણાવે ત્રિલોકનાંરે, એવો અનુભવીયાનો દેશ. એવા ... ૨
શબ્દ ઉચરે સહેજમાં, તેની સાક્ષી પુરે છે ગ્રંથરે;
પરમેશ્વરને પામવારે, પોતે પ્રગટ બતાવે તે પંથ. એવા ... ૩
સ્વારથ એમને એટલો રે, કોય મુમુક્ષુ મોક્ષે જાય રે;
અધમ અવિદ્યા નિવારવા રે, ઘણા ગ્રંથ કરી ગુણ ગાય. એવા ... ૪
પુરણ પુન્ય હોય પાછલાં રે, બહુ જપ તપ યજ્ઞ ને દાન રે;
અનુભવી જન એને મળે રે, આપે લક્ષ અલૌકિક જ્ઞાન. એવા ... ૫
બબ્બે લોચન સર્વને રે, શૂરવીર ને અધિક એક રે;
ધાર્મિક ને દશ લોચનાં રે, અનુભવીને નેંન અનેક એવા ... ૬
જ્ઞાન નેત્ર વિણ આંધળા રે, એ તો વેષ દેખીને વવાય રે;
શબ્દ ના પરખે સંતના રે, તેને જયમ તાણે તેમ જાય. એવા ... ૭
સરજનહારે આપ્યું તે માણે રે, વળી કરે તેમાંથી ઉપકાર રે;
**છોટમ** એવા પુરુષનો રે, ધન્ય અવનિ ઉપર અવતાર. એવા ... ૮



## પદ – ૩૬

(રાગ : ગરબી)

માનવનું સુધરે મન, જો સત્સંગ મળે;
જાણીને કરજો જતન, તનના તાપ ટળે. ટેક.
તાપ ટળેને પાપ બળે છે, વહે ધરમનો મરમ રે;
વિદ્યા વિનય વિવેક વિચારે, કરજો ઉત્તમ કર્મ. જો સત્સંગ ... ૧

પારસનો ગુણ કહે છે પ્રાણી, લોહનું કંચન થાય રે,
એમ સજજનની સંગત કરતાં, પશુ બુદ્ધિ પલટાય. જો સત્‌સંગ ... ૨
કામધેનુ કોઈ જુગમાં કેવી, પુરણ કરતી કામ રે;
દેવ ગાય આ દુનિયા માંહી, ગુરુ વિદ્યાનું નામ. જો સત્‌સંગ ... ૩
કલ્પવૃક્ષ ચિંતામણી કહીએ, આગળ હુતાં એહ રે;
એવા ગુણ છે ગુરુ વિદ્યામા, શાણા સમજે તેહ. જો સત્‌સંગ ... ૪
બાવન અક્ષર બાવન ચંદન, નહિ બીજુ નિરધાર રે;
અક્ષરના પ્રભુ સર્વની આદ્યે, તે જાણો સોહંકાર. જો સત્‌સંગ ... ૫
આંખ્યો છે બે અંતઃકરણની, વિદ્યા અને વિવક રે;
વચન પ્રકાશ વડે જો ઉઘડે, ઉપજે સુઝ અનેક. જો સત્‌સંગ ... ૬
કાગ તણાં કુકર્મ તજાવે, હંસ તણો ગુણ હોય રે;
સર્વ સાર પયપાન કરી લે, તુચ્છ તજે જયમ તોય. જો સત્‌સંગ ... ૭
શીલવંત સતધર્મ આચરે, મોક્ષ ધામના વાસી રે;
એવા નરને સેવન કરતાં, થાયે તિરથ કાશી. જો સત્‌સંગ ... ૮
સારાં લક્ષણ જેમાં સઘળાં, તે સાધુ કહેવાય રે;
એવા નરને બાને બીજા, ઢોંગી ધુતી ખાય. જો સત્‌સંગ ... ૯
પામરને નવ હોય પરીક્ષા, છળથી તે છોતરાય રે;
અંધો અંધતણા કર ઝાલી, તે બન્ને અથડાય, જો સત્‌સંગ ... ૧૦
પેટ કાજે પાખંડી સઘળા, લે સાધુનો વેશ રે;
કાગ કોકીલા સરખાં રંગે, લક્ષણના મળે એક. જો સત્‌સંગ ... ૧૧
પ્રથમ પરીક્ષા પ્રિતે કરીએ, વળતી કરીએ સંગ રે;
કહે **છોટમ** સજજનને મળતાં,ઉજજવળ થાયે મન, જો સત્‌સંગ ... ૧૨



## પદ - ૩૭

(રાગ : ગરબી)

ચેતીને ચાલો રાજ, કહું તે કાન ધરો;
અવસર આવ્યો આજ, કંઈક વિચાર કરો. ટેક.
પગ નીચેના રજના જેવું, એવું જાણો ધન રે;
ઉડી જાતાં વાર ન લાગે, માનો સાચું મન, કહું તે...૧
ડુંગરમાંથી નદી નિકળતી, તેને વેગ વિશેષ રે;
એમ યુવાની જતી રહેશે, કાળા નહિ રહે કેશ. કહું તે...૨
આયુષ્ય ચપળ અતિશય એવું, જળ બિંદુ સમ જોય રે;
જીવીત ફીણ સરીખુ જાણો, એમાં સ્થિર નહિ કાંય. કહું તે...૩
માટે શાણા સમજી લેજો. મહા વિદ્યાનો મર્મ રે;
મોક્ષનાં દ્વાર ઉઘાડી આપે, સેવો એવો ધર્મ. કહું તે...૪
અજાણ થઈ આળસમાં રહેશો, ખાશો મોટી ખોટ રે,
જરા આવીને વિંટાઈ વળશે, કાળ ચલાવશે ચોટ. કહું તે...૫
પાછળથી પસ્તાવો કરશો, વાત જશે સહુ વ્યર્થ રે;
ઘર લાગ્યું ને કુવો ખોદાવો, એમ સરે ના અર્થ. કહું તે...૬
જયાં લગી દેહ બન્યો છે સારો, મરણ તણી છે વાર રે;
ત્યાં સુધી દ્રઢ ધારો નિજધર્મને, કર ઝાલે કિરતાર કહું તે...૭
પ્રાણ ગયા પાછળ શું થાશે, ઘસતા રહેશે હાથ રે;
આ સંસાર તણા જે સ્નેહી, કોય ન આવે પાસ, કહું તે...૮
આગળ ઘણા કહી ગયા એવું, મોટા મુનિ મહંત રે;
જે સમજયા તે સુખમાં જીવ્યા, સારા કહાવ્યા સંત. કહું તે...૯
સર્વ માણસને ધર્મ છે મોટો, સાર તણું જે સાર રે;
**જન છોટમ** શુદ્ધ ભાવ ધરીને, સમરો, સરજનહાર. કહું તે...૧૦



## પદ – ૩૮

હંસ હંસ મહામંત્ર જપો મન,
ધ્યાન હૃદયમાં ધારી રે. ટેક.
શીશ ૐ કાર બિંદુ દૃગ સુંદર,
રવિ શશી પંખવ સારી રે. હંસ ... ૧
આનંદ દૃગ ચરણ રૂદ્રાણી,
કાળ બાહુબળ જાણું રે. હંસ ... ૨
અગ્નિ બરન અંગ અતિ ઉજજવળ,
રોમ રોમ પ્રતિ ભાનું રે. હંસ ... ૩
હૃદય કંઠ બીચ કમલ અષ્ટદલ.
વિહરત હંસ સુભૃંગા રે. હંસ ... ૪
પલપલમે પલટાત વૃત્તિ મન,
બનત બુદ્ધિ બહુ રંગા રે. હંસ ... ૫
પૂર્વ પાંખડી કરત પુન્ય મતિ,
આળસ અગ્નિ ઉપજાવે રે, હંસ ... ૬
દછન કૂરકુલ છનમન રૂચી સુચી,
નૈરૃતિ પાપ કરાવે રે. હંસ ... ૭
પશ્ચિમ પાસ વિલાસ વિષય સુખ,
દે ધન દાન ઈશાનું રે. હંસ ... ૮
મધ્ય ભાગ વૈરાગ ઉપાસન,
કેસર જાગ્રત જાનું રે. હંસ ... ૯
કમલ કર્ણીકા પ્રવીસત હંસા,
સુપન અવસ્થા પાવે રે. હંસ ... ૧૦

ડોડી મધ્ય છીદ્રમે હંસા,
નિંદ્રાવશ હો જાવે રે. હંસ ... ૧૧
નાલ રંધ્રઃતજી નિકસત હંસા,
તુરી અવસ્થા હોઈ રે. હંસ ... ૧૨
હંસ નાદમે જબ મીલ જાવે,
**છોટમ** ઉનમૂનિ સોઈ રે. હંસ ... ૧૩



## પદ – ૩૯

કાયા વાડી કરી કિરતારે, માંહી મૂકયો મન માળીને;
ગગન ઝરૂખે રહીને ઝાંખે, સુરત વડે સંભાળીને. ... ૧
મૂળ પ્રકૃતિ ભૂતિ ભલેરી, ચેતન જલ માંહી વાળીને;
ત્રિગુણ બીજ વાવીયાં તનમાં, સિંચે સરવ સંભાળીને. ... ૨
ચોવીસ તત્ત્વ બની છે શાખા, જો જો નજરે ન્યાળીને;
ઉપ શાખાને પત્ર અનેરાં, દીપાવે છે ડાળીને. ... ૩
વાણી વિચિત્ર કુસુમ બહુ રંગે, જો જો ચિત્તમે છાણીને;
**જન છોટમ** જગદિશને પૂંજે, ધન ધન તે ગુણ શાળીને. ... ૪



## પદ – ૪૦

તું તો તારું આપ વિસારી, કાયાને હું કહે છે રે;
જડ સંગે જડ જેવો થઈને, કર્મભાર શીદ લે છે રે.
દેહ અશુદ્ધ મલીન મહાજડ, તું ચેતન ઘન અળગો રે;
લોહને અગ્નિ જેમ મળે છે,
તેમ દેહને વળગ્યો રે. તું તો ... ૧
હૃદય રૂપી સરોવર કહીયે, બુદ્ધિ પંકજ તેમાં રે;
ભિન્ન ભિન્ન વૃત્તિયે દીલ લહીયે,
હંસ ચરે છે એમાં રે. તું તો ... ૨

હકાર શબ્દે બહાર આવે, સકાર અંતર લહીયે રે;<br>
પ્રાણ તણી વરતી છે ન્યારી,<br>
પ્રાણાત્મા અંશ કહીયે રે. તું તો ... ૧

ગુણનું બંધન છે ગુણ સુધી, ગુણ તો ત્રિગુણી માયા રે;<br>
દેહ રૂપ થઈ કર્મ કરે છે,<br>
તેથી ઉપજે કાયા રે. તું તો ... ૨

અર્ક વાદળ માંહી અવરાયો, એવું કહે અજ્ઞાની રે;<br>
આવ્રણ છે પોતાની આંખ્યે,<br>
અવળુ લે છે માની રે. તું તો ... ૩

એમ બુદ્ધિ અજ્ઞાને ઘેરી, સત્ય સ્વરૂપના ભાસે રે;<br>
**છોટમ** સહેજે મુકિત પામે,<br>
જો નિજ તત્ત્વ તપાસ રે. તું તો ... ૪



## પદ – ૪૧

આ સમયે સમરી લેને પ્રાણી, આત્મા અવિચળ જાણીરે;<br>
હૃદય કમળમાં ફોરી રહ્યો છે, સદ્ ચિદ્ સુખની ખાણી રે. ... ૧<br>
જાગ્રત સ્વપ્ન સષોપતિ માંહી, સાક્ષિ સર્વમા સરખો રે;<br>
પરમહંસ ગતિ રૂપ તુરિયા, તે જયોતિને પરખો રે. ... ૨<br>
મન વાણીથી એ છે અળગો, ત્યાં નવ પહોંચે વાણી રે;<br>
વાણી તો છે ગુણની સ્ફુરણા, તેને નવ શકે જાણી રે. ... ૩<br>
નયેતિ નયેતિ જેને નિગમ વદે છે, દેવ તણો છે દેવ રે;<br>
અજ અચ્યુત એ સૌથી અળગો, જાણે વિરલા ભેવ રે. ... ૪<br>
તમ જાયે અર્ક સમ ઉજજવળ, પુરણ સનાતની કહીયે રે;<br>
પુરુષૌત્તમ છે પરમ પ્રકાશક, તેહ સ્વરૂપને લહીયે રે. ... ૫<br>
જેને જોતાં જકતના દિસે, મિથ્યા સરખુ ભાસે રે;<br>
**છોટમ** સૂર્ય પ્રકાશ થયાથી, રજજુ ભુજંગ ન ભાસે રે. ... ૬



## પદ - ૪૨

તેરા તન તંબુરા બડા કે, તુંબા હાડ ચામસે મડા. ... ટેક.
નાભિ ઓર નાસિકામાંથી, ઈડા પિંગલા સુખમણાઈ;
તિન તાર બાંધે હય ત્યાંહી, પરા પારસે પુરુષ બજાવે
હોત નાદ જડ જડા કે, તેરા તન તંબુરા બડા. ... ૧
તિન આંગુરી તાર ચલાવે, જાગ્રત સ્વપ્ન સષોપતિ પાવે,
અક્ષર બાવન દોમે ગાવે, નિંદ્રામે ૐ કાર એકીલા,
ગાજત હે ગડગડા કે, તેરા તન તંબુરા બડા. ... ૨
એયસા તન તંબુરા પાયા, જો કર્તાકા ગુણ ન ગાયા,
તાકુ ઠગે ઈશ્વરી માયા, વાર વારસો માર ખાતા હય,
જયોં ગેડીસે દડા કે, તેરા તન તંબુરા બડા. ... ૩
બાજે નાદ અનાહદ જયાંહી, ધારી રાખે ચિતડું ત્યાંહી,
ભેટે જાઈ કૈવલકે માંહી, કહે **છોટમ** તહાં રહે લોભાઈ,
મન ચૈતનમે ખડા કે, તેરા તન તંબુરા બડા. ... ૪



## પદ - ૪૩

(રાગ : સારંગ દેશી)

કોઈ જાગો રે, આ સાર શબ્દ સત્ગુરુનો લ્યો ને જાણી,
શું ઉંઘો છો રે, વૈદિક શબ્દિક ગણીત પુરાણી. ટેક.
મહા મંત્ર ગાયત્રી જે ગાતા, એ વેદ તણી કહીયે માતા,
એનો જાણી લ્યો ઓમકાર પિતા, કોઈ જાગો રે ... ૧
જે ગૂઢ થકી મહા ગૂઢ અતિ, તેને જાણે વિરલા યોગી યતિ,
જેનો અતુલિત મહિમા અઘાદ ગતિ. કોઈ જાગો રે ... ૨
જયાં ઉઠે લહેરી ચિદ્ અર્ણવની, તહાં પ્રગટ ધ્વની પ્રણવની,
ત્યાં વાણી વિરાજે વર્ણવની. કોઈ જાગો રે... ૩
એકાવન આંગુલ છે એમાં, બાવન અક્ષર બાંધ્યા તેમાં,
મૂળ ગાયત્રીનું છે એમા. કોઈ જાગો રે ... ૪

તે વેદ શાસ્ત્રનું સાર છે, તે પંચ તત્ત્વની પાર છે,
તહાં બેઠા બોલનહાર છે. કોઈ જાગો રે ... ૫
તહાં અનહદ વાજાં વાગે છે, બહુ નાદ અનોપમ ગાજે છે;
તહાં ઝળહળ જયોતિ વિરાજે છે, કોઈ જાગો રે ... ૬
જહાં અમૃત ધારા વરસે છે, કોઈ પ્રેમી જન તહાં પરસે છે,
તહાં અખંડ નિરંજન દરસે છે. કોઈ જાગો રે ... ૭
કહે **છોટમ** વેદ વિચાર કરી, રહે દેહ વિસે વસુદેવ હરિ,
ભરપૂર ભર્યો બ્રહ્માંડ ભરી. કોઈ જાગો રે ... ૮



## પદ – ૪૪

(રાગ : સારંગ દેશી)

છે ધીક્ તેને, ધણી તજીને ધ્યાન અવરનું ધારે;
પરમેશ વિના, નર્કાદિકથી એને કોણ ઉગારે, .... ટેક
જોને છીપ રહે છે સાગરમાં, નવ નિર પીયે રતનાગરમાં;
જેની સુરત સ્વાતીના જલ ધરમાં, છે ધીક તેને ૧
જેણે પલક એકમાં ખલક કરી, રહ્યો પિંડ બ્રહ્માંડે અંશ ધરી,
શું ભૂલી ગયો ના ખટક ધરી, છે ધીક્ તેને, ૨
જેના ભય થકી સહુ દેવ ડરે, તેની આજ્ઞા વશ થઈ કાર્ય કરે;
અંતરમાં એનું ધ્યાન ધરે, છે ધીક્ તેને. ૩
કહે **છોટમ** તે સુખ ખાણ છે, તે પ્રેમી જના પ્રાણ છે;
કોઈ જ્ઞાની એને જાણે છે, છે ધીક્ તેને. ૪



## પદ – ૪૫

(રાગ : સારંગ દેશી)

હો જીવ અજાણ, જો આયુષ્ય નદીના પૂર જેવું જાય છે;
ગણ ગણિત પ્રમાણ, ઘડી દિવસ ને માસ વરસ વહી જાય છે. ટેક
પિંડ ચાલે છે જે પ્રાણ વડે, તે ઝાઝો મૂલે કહી ન જડે;
શીદ પત્થર ટાંકે પારસ વડે, હો જીવ અજાણ ... ૧

તું ફોગટ શું હીડે ફરતો, નિત્ય નિંદા ને ચાડી કરતો;
તું દેવ થકી નહિ સેં ડરતો, હો જીવ અજાણ...૨
મળ્યો મનુષ્યા દેહ તુંજને મોટો, ખળતામાં જન્મ કર્યો ખોટો;
લાભ ખોયોને લીધો ટોટો, હો જીવ અજાણ ... ૩
તેં પૂંઠ કરી પરમારથમાં, મહાલ્યો સુકર સુખ જોઈ સ્વારથમાં;
આવો અવસર ખોયો અનરથમાં, હો જીવ અજાણ ... ૪
જયારે કટક આવસે કાળતણું, તે તો ધડ ધડ લેશે ઘેરી ઘણું;
માટે ઈશ્વર ભજને ક્ષણું ક્ષણું, હો જીવ અજાણ ... ૫
તું બ્રહ્મ ગણે છે પોતાને, વળી નાસ્તિક થઈને ના માને;
ત્યારે સુખ દંડ મળે કોને, હો જીવ અજાણ ... ૬
મિથ્યા મૂકી દે મત તારો, છે સામ્રથ ઈશ્વર સરજનહારો;
કહે **છોટમ** ભવ ભય હરનારો; હો જીવ અજાણ ... ૭



## પદ – ૪૬

(રાગ : સારંગ દેશી)

તારા તનમાં તપાસ, કયાં છે અંતરયામી સરજનહારો,
થાય શ્વાસ ઉશ્વાસ, અવિનાસી અળગો રે કળ ભરનારો. ટેક
તે પંચ તત્ત્વની પાર જ છે, એ અખિલ તત્ત્વ આધાર જ છે;
એ સકલ શિરોમણિ સાર જ છે, તારા ... ૧
સહુ જીવોને જીવન આપે, નિજ ભકત તણાં સંકટ કાપે;
જન દોષ મટે એને જાપે. તારા ... ૨
અજભવ સહુ આશ કરે એની, શશી સુરજમાં સત્તા તેની;
જગ સરજે છે શકિત જેની, તારા ... ૩
એ સમરથ સહુનો છે સ્વામિ, ગુણવંતા દેવ ગગનગામી;
બહુનો પાલક છે બહુનામી, તારા ... ૪
એ પ્રાણ જીવન છે પ્રાણપતિ, ઓળખે જો હોય અગાધમતિ;
મૂરખ નવ જાણે મરમ રતિ, તારા ... ૫
કરુણાનીધિ જેને કૃપા કરશે, તે સદ્‌ગુરુ શરણ ગ્રહી ઠરશે;
કહે **છોટમ** તો કારજ સરશે, તારા ... ૬

## પદ – ૪૭

(રાગ : સારંગ દેશી)

સત્સંગ વિના; જીવ તણો નવ થાયે કાંઈ સુધારો;
જયમ નાવ વિના, મહા સમુદ્રનો કોઈ ન પામે આરો. ટેક.
જળને જેમ શરદ ઋતુ જેવી, જળનો મળ હરણ કરે તેવી;
સતસંગતી છે નરને એવી, સત્સંગ ... ૧
કપડાંને સાબુ સરસ અડે, મળ છાંડી ઉજળુ તે નિવડે;
શઠ સુધરે એમ સુસંગ વડે, સત્સંગ ... ૨
જે હોય ગાંગડુ કણ જેવા, જળ પરસે ના પલળે તેવા;
તે કોરા રહે કંકર જેવા, સત્સંગ ... ૩
જેનું કોમળ મન કોમળ વાણી, સત્સંગ કરે ઉલટ આણી;
કહે **છોટમ** તે સુધરે પ્રાણી. સત્સંગ ... ૪



## પદ – ૪૮

(રાગ : સારંગ દેશી)

ચિત ચતુર સુજાણ, તરવેણી તિરથ રે તારા તનમાં;
માંહી મંજન કરો, મનના મળ ધોવાશે શુદ્ધ ચૈતનમાં. ટેક
ત્યાં ગંગા ને યમુના વહે છે, બે સ્વર મધ્યે સરસ્વતિ રહે છે;
તેનો ભેદ જવરલા જન લહે છે, ચિત્ત ... ૧
પોરક રેચક અને કુંભકમાં, બ્રહ્મા વિષ્ણુ શિવ છે તેમાં;
પરાશકિત અર્ધ માત્રા એમાં, ચિત્ત ... ૨
માંહી અક્ષર દેવ અનેક જ છે, અક્ષર વરજીત પ્રભુ એક જ છે;
ગરગમમાં વસ્તુ વિવેક જ છે, ચિત્ત ... ૩
ત્યાં ઘન વિના વાદળ ગાજે છે, બહુ વાજા વિધવિધ વાજે છે;
ત્યાં રવિ વિના તેજ વિરાજે છે, ચિત્ત ... ૪
એ તિરથમાં જે જન ન્હાયા, સહુમાં શાણા તે કહેવાયા;
રહી અંગ થકી અળગી માયા, ચિત્ત ... ૫

જેને ભાવ ભકિત ઉપજે સારી, તે એ તિરથના અધિકારી;
થાય નિર્મળ ન્હાતાં નરનારી. ચિત્ત ... ૬
એ તિરથમાં વસીયા વાસે, તેને પરસંતાં પાતક નાસે;
કહે **છોટમ** પ્રભુ મળશે પાસે, ચિત્ત ... ૭



## પદ – ૪૯

(રાગ : સારંગ દેશી)

હરિ ભજન વિના, રાંક થઈ રોશોરે રાણા રાજા,
અહિં અમલ મળ્યો, સોજો આવે શું માનો છો તાજા. ટેક.
દુર્બળને ત્રાસ ઘણો ઘો છો, લોકોનું ધન લૂંટી લ્યો છો;
ભોગ ભયદાયક શું ભોગવો છો. હરિ ભજન ... ૧
અન્યાયે અવળા ચાલો છો, મન માને તેવું મહાલો છો;
સહુને કંટક સરખા સાલો છો. હરિ ભજન ... ૨
કહ્યું વેદ તણું તો નથી કરતા, પ્રભુ કોપ થવાથી નથી ડરતા,
ભંડાર ઘણા અઘના ભરતા. હરિ ભજન ... ૩
રઝળ્યાં શિર રાવણ જેવાનાં, તેમ રાજ રહ્યાં નહિ તેવાનાં,
મૂળ ઉખડીયાં છે એવાના. હરિ ભજન ... ૪
આ દુનિયામાં જે દુષ્ઠ થયા, તે અપશય લઈને અધમ ગયા,
ભંડાર ભરેલા ધર્યા રહ્યા. હરિ ભજન ... ૫
આ દુર્લભ નરનો દેહ ધરી, સમજી ચાલ્યા સત્સંગ કરી,
કહે **છોટમ** તે નર બેઠા ઠરી. હરિ ભજન ... ૬



## પદ – ૫૦

(રાગ : સારંગ દેશી)

પાપી નરને, ઈશ્વરનું ચિંતન ઉરમાં નવ આવે,
ભાગ્ય હીણાને, ભકત વત્સલ પ્રભુની ભકિતના ભાવે. ટેક.
ધન એળે જાયે ધર્મ વિના, કરે કર્તા પ્રભુના કોટિ ગુના,
મદ મોહ ભરેલા મૂઢ મના. પાપી ... ૧

પાપી સહુને પીડાકારી, શિખામણ કાંઈ ન ગમે સારી,
દુર્ગુણમય એ જન દેહધારી. પાપી ... ૨

શુભ મારગ નવ સુઝે સારો, જુઠામાં જાશે જનમારો,
હૈયાનો મેલો હત્યારો. પાપી ... ૩

નાસ્તિક થઈ સુધર્મને નિંદે, અધર્મમાં વરતે આનંદે;
ખોવે અવસર ખળ ફોગટ ફંદે, પાપી ... ૪

અધિકાર મળે અન્યાય કરે, તે દોષ થકી મનમાં ન ડરે;
બહુ પાપ તણા ભંડાર ભરે. પાપી ... ૫

પાપી નર પશુવત્ પેટ ભરે, પણ સારાં સુકૃત તે ન કરે;
ધર્મ પંથ વિષે પગ આડો ધરે. પાપી ... ૬

ખોટુ ખડ ભાવે છે ખરને, એમ પાપ ગમે છે પામરને;
વિસરી દે છે વિશ્વંભરને, પાપી ... ૭

એમ અવળો ચાલે અંધ પશુ, ધુત્તાને શબ્દે જાય ઘશું;
શિદ **છોટમ** તેને કહીએ કશું. પાપી ... ૮



## પદ - ૫૧

રંગ રસિયા સાથે, રમે સુમતિ શુદ્ધ નારી;
મંદ મતિ તે શું જાણે બિમારી ... ટેક.

એક પલક પતિને નવ ભૂલે, લે ત્રિકમ શું તાળી;
હરિને અંતર કરે નવ અળગા, તે તરુણી ટેક વાળી રે. રંગ .. ૧

સ્વામિને તે વહાલી વનિતા, વનિતાને પ્રિય સ્વામિ;
અરસ પરસ એક એક શું પુરણ, પ્રીતિ અતિશય જામી રે. રંગ .. ૨

અજાણપણામાં એ સુખના લહે, ભામની તેજ અભાગી;
પ્રાણપતિ પાસેથી નવ લહ્યો, ઢીંગલા પૂજવા લાગી. રંગ .. ૩

જડ જેવી થઈ જડમાં રમતી, ના રમે સ્વામિ સંગે;
દુઃખ દરિદ્ર ટળે ના તેનાં, એવા એના ઢંગે રે. રંગ .. ૪
સદ્‌ગુરુજી જેને સમજાવે, હાથ ઝલાવે હાથે,
**છોટમ** પાકી તેજ પ્રેમદા, રમતી નિજ પતિ સાથે રે.. રંગ .. ૫



## પદ – ૫૨

કોઈ મન મેળાપુ હોય ત્યં મન કેરી કહીએ;
બેદલ જીવશું મૌન ગ્રહીને રહીએ રે. ટેક.
મન મેળાપી મનથી ન મૂકે, એક ટેક હોય તેને;
ગુરુનું જ્ઞાન ટકે અંતરમાં, ભાવ ભરોસો જેહને રે. કોઈ. ૧
મરતા સુધી મનથી ન મૂકે, તે કહીએ મન મેળું;
હેત પ્રિત હલમલ હરિ રસમાં, દૂધને સાકરભેળું રે. કોઈ. ૨
બેદલ જન તે હોય અદબળીયા, સાંભળીને શઠ થાયે;
મતલબ સુધી મળતા રહેવે, અવગુણ ઉલટા ગાવે રે. કોઈ. ૩
બે મરનું બોલે તે બેદલ, ભાવે નવ ભજે હરિને;
આપણું લઈને કહે અન્યને, કુટિલ ન બેસે ઠરિને. કોઈ. ૪
કાગ તણાં કુંટુંબી હોય તે, જનનાં ચાંદાં જીુવે;
ખરની આગળ ખાંડ ધરે પણ ઓખર ખર ના ખુવે રે. કોઈ. ૫
પરથમ પ્રેમ પરીક્ષા લઈને, હરિનું હારદ કહીયે;
**છોટમ** કલ્પવૃક્ષને કાપી, બાવળ જીંટવા ન જઈએ રે. કોઈ. ૬



## પદ – ૫૩

શું શોધે સજની અંતર જોને ઉઘાડી,
તને સમજાવે દહાડી દહાડી રે ... ટેક
ગુરુગમ કુંચી કરમે લેઈને, ઉઘાડ આ તન તાળું;
આજ્ઞા ચક્રની ઉપર જોતાં,
ત્યાં થાશે અજવાળું રે . શું શોધે ... ૧

નિરમલ નુર નિરંતર દરશે, મહા મનોહર મોતી;
અનહદ નાદ અહોનિશ બાજે,
ઝળહળ દરશે જયોતિ રે, શું શોધે ... ૨
ઓમકાર ધુન્ય ઉઠે સહેજે, ચિદાનંદ નિધિમાંથી;
સોહં પ્રકાશ કરે રગરગમાં,
ગુરુ વિના એ ગમ કયાંથી રે. શું શોધે ... ૩
તેજ પ્રકાશથી તુંજને સુજે, સુંદર સ્વરૂપ એ તારું,
**છોટમ** તેનો કર્તા જાણે,
તો નિપજે સુખ સારૂ રે. શું શોધે ... ૪



## પદ – ૫૪

(રાગ : હરિનો મારગ છે શુરાનો)

ભરમે ભૂલ્યા તે નર ભટકે, ઠરી ન બેસે ઠામે જોને;
મન વાણીનું મૂળ વિચારે, તે પુરણ પદ પામે જોને. ... ૧
પુરણ કેરો પરભા ન તૂટે, અગણિત ઈંડ રચાય જોને;
જેમ બીજથી વૃક્ષ બને છે, એ અદ્‌ભૂત મહિમાય જોને. ... ૨
અણુની આદ્યે અખિલ જીવના, સરજે સઘળા ઘાટ જોને;
એવા કર્તાને ઓળખાવે, ગુરુ કરવા તે માટે જોને. ... ૩
એ પદના જે હોય અજાણ્યા, તેથી ના સરે કાજ જોને;
વૈદ્ય ઔષધિ જે નવ જાણે, કરશે કેમ આરામ જોને. ... ૪
ઔષધ કેરું નામ સમરતાં, જનનાં દુઃખ નવ જાય જોને;
હોય સજીવન મુળી સાચી, તે સેવે સુખ થાય જોને. ... ૫
એમ વિચારી તત્ત્વ ઓળખો, સદ્‌ગુરુ કરજો સાચા જોને;
ઢોંગી દેખી જો ધુતાશો, તેથી રહેશો કાચા જોને. ... ૬
કાચા રહીને કુકર્મ કરશો, જાશો જમના હાથે જોને;
કંઠી વાળા કોરે રહેશે, કોઈ ના આવે સાથે જોને. ... ૭
જ્ઞાની ગુરુને શરણે જઈને, કરજો તત્ત્વ વિચાર જોને;
કહે **છોટમ** કિરતાર ને ભજીયે, સુખે પામો પાર જોને. ... ૮



## પદ – ૫૫

(રાગ : હરિનો મારગ છે શુરાનો)

સત્ય નહિ તે ધર્મ જ શાનો, દયા વિના શું દાન જોને;
મન વશ નહિ તે તપ પણ શાનું, શિલ વિના શું સ્નાન જોને. ... ૧
ભાવ વિના તે ભકિત શાની, ભકિત વિના શું જ્ઞાન જોને;
પ્રીતિ હોય તો પડદો શાનો, ધૈર્ય વિના શું ધ્યાન જોને. ... ૨
સદ્‌ગુણ નહિ તે સાધુ શાનો, તૃષ્ણા ત્યાં શો ત્યાગ જોને;
જ્ઞાન વિના ગુરુજન શાનો, કંઠ વિના શો રાગ જોને. ... ૩
ભ્રાન્તિ રહી તે અનુભવ શાનો, સાચો ન મળે શોધે જોને;
ગૂઢ જ્ઞાનની કથા ન જાણે, તેને શાનો બોધ જોને. ... ૪
પ્રતાપ નહિ તે પ્રભુતા શાની, સિદ્ધિ વિના શો સિદ્ધ જોને;
દૈવત નહિ તે દેવ જ શાનો, રાંક પણે શી રિદ્ધ જોને. ... ૫
વિનય વિના તે વિદ્યા શાની, દાન વિના શો દામ જોને;
નિર વિના તે નવાણ શાનું ધણી વિના શું ધામ જોને. ... ૬
કહ્યું કવે તે કવિજન શાનો, શૌર્ય વિના શું શૂરો જોને;
સાચ જાુઠ્ઠાનો કરે નિવેડો, તે તો પંડિત પુરો જોને. ... ૭
સર્વ ગામિની સતી ન કહીએ, લક્ષ વિના શી ટેક જોને;
સાચ જુઠ્ઠાની કિંમત ન કરે, છળમાં પડીયા છેક જોને. ... ૮
સાચા પ્રભુને જે નવ શોધે, તે નર કહીયે કાચા જોને;
કહે **છોટમ** નિરધાર કરીને, વેદ તણી એ વાચા જોને. ... ૯



## પદ – ૫૬

(રાગ : હરિનો મારગ છે શુરાનો)

સૂરજને ગુણ શ્રેષ્ઠ સકળથી, ગ્રહે તે જ્ઞાની જન જોને;
સાર સકળ રસ ખેંચી લઈને, પોખે કરી પરજન્ય જોને. ... ૧
જ્ઞાની ગુણ સર્વેના લઈને, વિમળ કરે વિચાર જોને;
વાણી દ્વારા એ વળી વરસે, સુખ પામે સંસાર જોને. ... ૨
મેઘ થકી તો ઉગી નીકળે, અવનિના અંકુર જોને;
વાણી સૂણતાં જીજ્ઞાસુની, બુદ્ધિ હોય ભરપૂર જોને. ... ૩

તરુવર કેરાં મધુર ફળોથી, ભાગે સહુની ભૂખ જોને,
બુદ્ધિના ધર્માદિક ફળથી, આપે અક્ષય સુખ જોને. ... ૪
સૂરજથી તો શીત ન વ્યાપે, ઉઘડે સૌનાં નેણ જોને;
જ્ઞાની થકી તો ભવ ભય ભાગે, બોલે ઉત્તમ વેણ જોને. ... ૫
અર્ક થકી અંધારું નાસે, ભાસે સારાસાર જોને;
જ્ઞાને પાતક ના’વે પાસે, પામે ભવનો પાર જોને. ... ૬
સૂરજ સાક્ષિ રુપે રહે છે, નભ માંહે નિરધાર જોને;
**છોટમ** જ્ઞાની સોહં રૂપે, રહે પરાની પાર જોને. ... ૭



## પદ – ૫૭

(રાગ : હરિનો મારગ છે શુરાનો)

ઓ અપરાધી પામર પ્રાણી, આવડો શો અહંકાર જોને;
જોને તારે જન્મ મરણનો, માથે મોટો માર જોને. ... ૧
અડર થકો શું કરે અનીતિ, અઘટિત કર્મ અઘોર જોને;
ભૂવન પતિની ન ધરે ભીતિ, ચાલે અવળો ચોર જોને. ... ૨
અંતર માંહે ભરી અવિદ્યા, ભુંડી દ્રષ્ટે ભાળે જોને;
નારાયણનું નૂર સર્વમાં, તે નજરે ના ન્યાળે જોને. ... ૩
પરનિંદા પરપંચ કરીને, પામર સહુને પીડે જોને;
કુડ કપટને છળ નવ છૂટે, અધમ અઘટતુ હીંડે જોને. ... ૪
ધર્મ તણો તો મર્મ ન જાણે, પૂંજે છે પાખંડ જોને;
દુર્ગુણ તારા દિલથી ના છૂટે, જડશે યમના દંડ જેને; ... ૫
સઘળું જેણે જગત રચ્યું છે, તે પ્રભુને નવ પ્રીછે જોને.
અન્ય જીવને દુઃખ ઉપજાવી, આપે સુખને ઈચ્છે જોને. ... ૬
વેદ તણી મર્યાદા મૂકી, મત ખેંચે છે મૂઢ જોને;
ઉપરથી તો રહે ઉજળા, ઘણા ઘાતકી ગૂઢ જોને. ... ૭
જો જાણે તો જાણી લેજે, સાચે રાચે શ્યામ જોને;
**છોટમ**ના સ્વામીને સમરો, સરશે સઘળાં કામ જોને. ... ૮



## પદ – ૫૮

તું તો ધર્મ પંથ મન ધર રે, પ્રપંચી પ્રાણી ... ટેક.

ધર્મ મોક્ષનાં દ્વાર ઉઘાડે, પાપ કર્મ તે નર્ક પમાડે,
કરુણાસિંધુ વિના કોણ કહાડે,
તું તો દુરિજન સંગથી ડર રે. પ્રપંચી .. ૧

મનુષ્ય જન્મ સર્વથી મોટો, ખલમલ રૂપ થયો બહુ ખોટો;
લાભ ગુમાવીને લીધો ટોટો,
હવે ઉત્તમ વ્રત આચર રે. પ્રપંચી .. ૨

ધર્મ બીજ સુમતિ શુભ ધરણી, સિંચો સદા જલ કરી શુભ કરણી;
આપે અધિક પદ વેદમાં વરણી,
તું તો ઉજજવળ અંતર કર રે. પ્રપંચી .. ૩

ધર્મ ઉપર દ્રઢતા બહુ જેને, ધર્મ સહાય કરે નિત્ય તેને;
કદીના દોષ ન વ્યાપે તેને,
એ તો વશ કરે વિશ્વંભર રે. પ્રપંચી .. ૪

ધર્મનો મર્મ મહાજન જાણે, પામર નર તો પેટ ભરી જાણે;
દુક્રિત કરી હરખ બહુ આણે,
કરે તાડન યમ કિંકર રે, પ્રપંચી .. ૫

ધર્મ હીણ જે જનનીએ જાયા, વિંછી સર્પ સમાન ગણાયા;
પામર પશુ સમ પુરુષ ગણાયા,
એ તો નરને આકારે ખર રે. પ્રંપચી .. ૬

કર્મ હીણને પીડા પડે છે, પિંડ ગ્રહ ભૂત પ્રેત નડે છે;
રંક થઈ બહુ જન્મ રડે છે,
ઝાલી દંડે છે યમ અનુચર રે. પ્રંપચી .. ૭

સત્ય દયા તપ દાન કહાવે, ચાર ચરણ એ ધરમના કહાવે;
**છોટમ** ભાયગવંત ભજે તે,
કૈવલ ખુદ કિરતાર રે. પ્રપંચી .. ૮



## પદ – ૫૯

(રાગ : જનુની જીવો રે ગોપીચંદની)

જગમાં તેં જનમીને શું કર્યું, ઓળખ્યા નહિ અવિનાશજી;
જુઠામાં ખોયું તે જીવડા, પડયો કાળને પાસજી, જગમાં... ૧
દાન દયા સત્ય શીલતા, એવું ના આવ્યું ઉરજી;
જગકર્તાને જાણ્યા નહિ, કામ કીધાં તે ક્રુરજી. જગમાં... ૨
ધંધો કરીને ધન મેળવ્યું, બાંધ્યા મોટેરા માળજી;
પ્રભુને ભજયા નહિ પાપીયે, કાલે ઝડપશે કાળજી. જગમાં... ૩
વહેવાર વટના વરા કર્યા, મમતા બાંધીતે મંદજી;
ગર્વથી પુન્ય અફળ ગયુ, ગાયા નહિ રે ગોવિંદજી. જગમા... ૪
સાચાને જુઠો રે પાડવા, લીધી લોકોની લાંચજી;
મહિષ મારકણ શો મસ્ત છે,નથી ઈશ્વરની આંચજી.જગમાં.. ૫
કીટ જેવા રે વર્ષાકાળના, ઉપજે તેમ અલપાયજી;
એમ પ્રભુને ભજયા વિના, યમને ઘેર જીવ જાયજી. જગમાં... ૬
ધીક્ ધીક્ તારા ધર્મને, મનમાં પાપનું મૂળજી;
શુદ્ધ વિચાર ન આવીયો, ધર્મ માન્યો તે ધૂળજી. જગમાં... ૭
સારું આચરવું ના સૂઝયું, કરતાં કુડી કુળ રીતજી;
**છોટમ** પ્રભુ એક સત્ય છે, બીજું સર્વે અનિત્યજી. જગમાં... ૮



## પદ – ૬૦

(રાગ : જનુની જીવો રે ગોપીચંદની)

મોટપ મુકો રે મન થકી, અનરથ મૂળ અભિમાનજી;
સમરથ સરજનહાર છે, ધરવું તેહતું ધ્યાનજી, મોટપ... ૧
કોઈ મોટા કારભારથી, કોઈને જર તણું જોરજી;
અધરમે ધન કર્યું એકઠું, અંતે ઈશ્વરના ચોરજી, મોટપ... ૨
વળી કોઈ મોટા કરામતે, બુદ્ધિ બળ પ્રપંચજી;
ભજન વિના ભય નહિ ટળે, જડશે યમ કેરો દંડજી મોટપ... ૩
ફૂલ્ય ન સાંખે રે ફૂલની, તજે તરુવર તેહજી;
માટે ન ફૂલીશ માનવી, ખરશે ક્ષણમાં દેહજી. મોટપ... ૪

પરવશ સહુના રે પિંડ છે, જીવન ચપળ જરૂરજી;
ઝબકી જાય રે જેવી વિજળી, એવું જાણી લે ઉરજી. મોટપ... ૫
મૂઠ જાણે મરવુ નથી, મોટપ મનમાં અપારજી;
કાળ ભયંકર કઠણ છે, કરે છત્રપતિને છારજી. મોટપ... ૬
નાનપણે ગ્રહો નમ્રતા, ભાવ ભકિત ને જ્ઞાનજી;
જગત કરેલું જગદિશનું, સુખ સહુને સમાનજી. મોટપ... ૭
ઈશ્વર જેણે રે ઓળખ્યા, તે નર મોટા મહંતજી;
બીજા બચારાંએ શું બન્યું, રહ્યા અપરાધી જંતજી. મોટપ... ૮
ભકિત થકી જે મોટા થયા, તેનું નવખંડે નામજી;
ભજ **છોટમ** ભગવંતને, મળશે મોટોરે ઠામજી. મોટપ... ૯



## પદ – ૬૧

(રાગ : જનુની જીવો રે ગોપીચંદની)

ભકિત મારગ સહુથી ભલો, ચાલે કોઈ ચતુરજી,
હરદમ હરિ નવ વિસરે, ભાવ રહે ભરપૂરજી, ભકિત... ૧
ચાલ્ય ન ચૂકે રે ચિત્તથી, અચળ એવી છે ટેકજી,
નિમિષ ન ભુલેરે નાથને, જેનો વિમળ વિવેકજી, ભકિત... ૨
સત્ય ધરમ શીલ શોભતું, નિર્મળ પુણ્ય પવિત્રજી;
દ્વેષ નહિ કોય લોકશું, માને સરવેને મિત્રજી, ભકિત... ૩
ધ્રુવ અમરિષ પ્રહલાદને, જુઓ જનક વિદેહજી;
ચિત્રકેતુ ચંદ્રહાસ છે, ભળ્યા ભકિતમાં તેહજી. ભકિત... ૪
અમરિષ અર્જુન ને બલી, વિભિષણ ને વિદુરજી;
ભિષ્મ પરિક્ષત ભુપતિ, ઓધવ ને અકુરજી. ભકિત...૫
રાજ રીતમાં સહુ રહ્યા, કહાવ્યા મોટા મહંતજી;
ધર્મ પાળ્યો ધરણી વિષે, સર્વ શિરોમણિ સંતજી ભકિત... ૬
ઈશ્વર લીધા રે ઓળખી, સાચા સરજનહારજી,
અન્યનો જે કરે આશરો, ભકિત તે વ્યભિચારજી. ભકિત... ૭

અનિનપણે રે ઉપાસીએ, એક ઈશ્વર અખંડજી,
બીજાં સાધન સહુ પાંગળાં, પૃથ્વિ માંહી પાખંડજી. ભકિત...૮
એવી ભકિતનો આદર કરો, મોંઘો નર તનુ જાયજી,
અફળ ગયા તે અભાગિયા, યમને હાથે પિડાયજી. ભકિત... ૯
સાચી ભકિત સુવિચારથી, કરી જાણે જો કોયજી;
કહે **છોટમ** પ્રભુ પામશે, મહા મુકત તે હોયજી. ભકિત... ૧૦



## પદ – ૬૨

(રાગ : જનુની જીવો રે ગોપીચંદની)

સાચા પ્રભુને સેવીએ, કલ્પિત ખોટા કરોડ જી,
જગત રચ્યું જેણે જુકિતએ, જેની નહિ કોઈ જોડજી. સાચા ... ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, હરિ હાજરા હજુરજી;
સમીપ રહી સહુ સાચવે, દુરિજન જાણે દૂરજી. સાચા ... ૨
રચના જહાં રચનાર જે, કાર્ય તહાં કરનારજી;
રક્ષ્ય તહાં રક્ષક સદા, સૃષ્ટિ તહાં સર્જનારજી. સાચા ... ૩
વિશ્વાસ તહાં વિશ્વંભર સદા, કહે સંત મુનિ કોયજી;
પોષક સર્વ પ્રજા તણો, સહુને જાણે છે સોયજી. સાચા ... ૪
નિયમ બાંધ્યો જેણે સર્વનો, નિશ્ચે નિયંતા એકજી;
તૃણ નવ હાલે હુકમ વિના, એવા નથી રે અનેકજી. સાચા ... ૫
અદ્‌ભુત સામ્રથ એહમાં, કળા કોટિ અનંતજી;
અગણિત ઈંડ ઉત્પન્ન કરે, આણે ક્ષણ માંહી અંતજી. સાચા ... ૬
સ્વર્ગ વૈકુંઠ ગૌલોક છે, અક્ષર ધામ તેની આદ્યજી;
દિવ્ય દેહ ધારી દેવ છે, ભિન્ન પંથના વાદજી. સાચા ... ૭
વચન વિચારો વેદનાં, સચ્ચિદાનંદ કંદજી;
**છોટમ** તે પ્રભુ સર્વનો, ગુણાતિત ગોવિંદજી. સાચા ... ૮



## પદ – ૬૩

(રાગ : જનુની જીવો રે ગોપીચંદની)

શું સમજયો શઠ ગુરુ થકી, ના થયુ આતમ જ્ઞાનજી;
મમતા માંહી મળી રહ્યો, અતિ તનુ અભિમાનજી. શું ... ૧
સ્થુલ સૂક્ષ્મ ને કારણ તણો, ન લહ્યો મૂળ વિચારજી;
હું હું કહે છે તે શું હશે, શોધી ના લહ્યો સારજી. શું ... ૨
ક્ષરને આરાધે ખરેખરો, અક્ષર પદનો અજાણજી;
ચર્મના રૂપને ચિંતવે, વૃથા વહી જાય પ્રાણજી. શું ... ૩
સરજે પાળે ને સંહાર કરે, એવા કર્તા અરૂપજી;
લક્ષ ન લાધ્યો રે તે તને, ભટકે ભવ કુપજી. શું ... ૪
નામ જપે છે જીભ્યા વડે, નથી નામીની જાણજી;
ધામ તો કલ્પેલા સાંભળ્યા, અંતે ગ્રહે કર કોણજી. શું ... ૫
જીવતાં યથારથ ના લહ્યું, મુવે માને તે મોક્ષજી;
વાતે વવાયો બાપડો, પ્રભુ જાણે પરોક્ષજી. શું ... ૬
અનુભવી ગુરુ જો આવી મળે, આપે તત્ત્વ વિચારજી;
**છોટમ** સદ્‌ચિદ્ રૂપને, જીવતાં જુવે નિરધારજી. શું ... ૭



## પદ – ૬૪

(રાગ : જનુની જીવો રે ગોપીચંદની)

અક્ષર ધામ આરાધીયે, જેનો પ્રબળ પ્રતાપજી;
શબલ વિરાજે એ શૂન્યમાં આવ્રણ રહિત અપારજી. અક્ષર ... ૧
સૂર્ય તણી સત્તા થકી, ઉપજે અભ્ર અપારજી;
એમ સકલ ઓંમકારથી, થયો અંડ આકારજી. અક્ષર ... ૨
રુપ બંધાય અરુપનાં, તેમાં અવનવા રંગજી;
અળગો ઉપાધિથી અલગ છે, એવા કર્તા અસંગજી. અક્ષર ... ૩
દેહધારી દુનિયા વિષે, નિર્બળ બળિયા જે થાયજી;
વાદળ જેવાં વિપુ સહુ, રાખે તે નર ખાયજી. અક્ષર ... ૪

નિર્બળ બળિયાને નમે, તેને કહે કર્તારજી;
મર્મ ન જાણે, એ મૂળગો, ભૂલે ભરમે સંસારજી. અક્ષર ... ૫
અનુભવ ઉપજે ઉર વિષે, ગુરુ જ્ઞાન વિચાર જી;
**છોટમ** એ પદ ઓળખે, પામે ભવજળ પારજી. અક્ષર ... ૬



## પદ – ૬૫

(રાગ : જનુની જીવો રે ગોપીચંદની)

જ્ઞાન ન ઉપજે ગુરુ વિના, કોટિ સૂણતાં કથાયજી;
પારસ લખીયો પુરાણમાં, સૂણતાં સોનું ન થાય જી. જ્ઞાન ... ૧
અંજન વિદ્યાની ઔષધિ, આગળ ક થી ગયા કોયજી;
પાઠ કરે પુરા પ્રેમથી, નિર્મળ નેત્ર ના હોયજી. જ્ઞાન ... ૨
કલ્પતરુ ને ચિંતામણિ, મોટો સૂણિયો મહિમાયજી;
દરિદ્ર નવ જાય દીઠા વિના, જપનાં યુગ વહી જાયજી. જ્ઞાન ... ૩
મૃતકની મુખ આગળે, પઢીયે અમૃત પુરાણજી;
જરીયે ના થાય જીવતું, જો જો વિચારીને જાણજી. જ્ઞાન ... ૪
પોષણ આપે જે પળે પળે, ભેળો રહી ભગવાનજી;
એ પ્રભુને જો ઓળખો, જાતે હોય ગુણવંતજી. જ્ઞાન ... ૫
જાણી કથાઓ જે જકતમાં, તેનો સમજવો સારજી;
મહાપુરુષ મળ્યા જેહને, પામ્યા તે નર પારજી. જ્ઞાન ... ૬
સાત દાહાડા સુખદેવની, કથા સૂણે સહુ કોયજી;
પરિક્ષત મોક્ષ પામી ગયા, સમજયા લક્ષારથ સોયજી. જ્ઞાન ... ૭
માનો કહ્યુ જો માનવી, દેવ બુદ્ધિના દક્ષજી
**છોટમ** પ્રભુપદ પામવા, ગ્રહો સદ્‌ગુરુનો લક્ષજી. જ્ઞાન ... ૮



## પદ – ૬૬

(રાગ : કાફી)

વિચાર કરી જોવું રે વિશાળ બુદ્ધિવાળાને,
ભાવ ધરીને ભજવું રે, કિરતાર કૃપાળાને ... ટેક.
એક ઘડી પણ આખા દિવસમાં, કરવો સજ્જનનો સંગ;
નીતિ રીતિ પ્રિતે કરી પાળવી, ઉલટ ધરી ધરી અંગ,
ભંગ કરે ભ્રાન્તિનો રે, તોડે અજ્ઞાન તાળાંને. વિચાર... ૧

દેહ ધન દારા સુત વનિતા, દુઃખથી કરે છે મનમાં કલેશ;
ત્રિવિધિ તાપ સમે જેણે રે શબ્દે, એવો સુણવો ઉપદેશ,
શેષ ના રહે સંશય રે, સમાવે ઝેર જવાળાને. વિચાર... ૨
સંસાર માંહી અતિ આસકિત છોડી, રહેવું પંકજ પાણી ન્યાય;
સ્વપ્ન સમાન સુખ દુઃખ સમજવું, થનાર હોય તે થાય,
કરજોડી કરગરવું રે, કર્તાર દયાળાને. વિચાર... ૩
પૈસો મળે તો પુન્ય માર્ગે ખર્ચે, જેથી સહુ જનને સુખ થાય;
વિદ્યા વધે ને જીવ રહે વિશ્રામે, કીર્તિ ભલી કહેવાય,
પરોપકાર કરવોરે, નવાણ ધરમશાળાને. વિચાર... ૪
મંદમતિ તો મધમાખી પેરે મરે, મોહમાં રાખીને માને;
પાપ આચરતાં નવ થાય ઓસારો, નિર્લજ નર નાદાન,
ચતુર હોય તે ચેતે રે, સમાવે ચિત્ત ચાળાને. વિચાર... ૫
નીતિ અનીતિનો નિશ્ચય કરીને, બુદ્ધિ ઠરાવી રહેવું ઠામ;
સર્વ સિદ્ધાંત કેરો સાર સમજવો, લેવું પ્રભુનું નામ,
**છોટમ** નવ ભૂલીશ રે, પ્રભુ મંત્ર માળાને. વિચાર... ૬



## પદ – ૬૭
(રાગ : કાફી)

વાંકા શું ચાલો છો રે, કુબુદ્ધિ પડશો કંટકમાં,
સાચો મારગ મૂકી રે, પડો છો શીદ સંકટમાં. ટેક.
નિયંતા પ્રભુએ આ વિશ્વ નિરમ્યું છે તેમાં, પુણ્ય પાપ બે પંથ;
પુણ્યમાં સુખ અને પાપમાં દુઃખ, એમ સરજયું છે કર્તા કંથ;
વેદમાં વખાણ્યું રે, કહ્યું છે દર્શન ખટમાં. વાંકા ... ૧
જાણી જોઈને કોઈ પાવક ઝાલે, તેનું તન દાઝે તત્કાળ;
એમ અઘટતું જે આચરે પ્રાણી, તેને દે છે જગત સહુ ગાળ,
ચોરી જારી ચાડી રે, કરો રખે ઉલટમાં. વાંકા ... ૨

હિંસા કરે તેને કહે છે હત્યારો, કામીને આવે કલંક;
પર દુઃખ દાતાને દુષ્ટ જ કહે છે. એમાં રાજા હો કે રંક,
પાપ કર્મ એવું રે વિચારીને જુઓ ઘટમા. વાંકા ... ૩
દાન દયા ને સત ઈશ્વર ભકિત તેથી, હિત સહુનું હોય;
મન પવિત્ર નિત્ય રાખે પોતાનું, તેમાં કલેશ ન ઉપજે કોય,
પરપંચીને સંગે રે, પડે નહિ તેના પટમાં, વાંકા ... ૪
અંતરયામી પ્રભુ જેણે ન જાણ્યાને, પશુંની પેઠે ભર્યું પેટ;
જગ વ્યવહારમાં ખુબ ગુંચાયો, સૌની કરી તેં વેઠ
**છોટમ** એવા પ્રાણીરે, આવ્યા છે માયા ઓઝટમાં વાંકા ... ૫



## પદ - ૬૮

(રાગ : કાફી)

ખોટું શું ખેલો છો રે, કોપ થશે કર્તાનો;
નિયમ જેણે બાંધ્યો રે, નાશ કરે નરતાનો .... ટેક.
ખોટું રે ખડ જયારે ઉગે ખેતરમાં, તેને ખોદી નાખે છે તતખેવ;
સારાનું રક્ષણ સારુ કરે છે, એવી ધરથી ધણીની ટેવ,
ભુંડું કરવું મુકો રે, ભય રાખો કરતાનો. ખોટું ... ૧
કણ મધ્યોથી જેમ કાંકરા કાઢેને, તુપ મધ્યેથી જેમ છાશ;
નઠારાં ને સહુ નાંખી જ દે છે, એવા છે અવિનાશ,
ખોટાંને ખંડે છે રે, હિસાબ એવો હરતાનો. ખોટું ... ૨
આ રે જગતમાં જેણે આપણને સરજયા, તેને ગમે છે જ્ઞાનવિવેક;
દાન દયા ને સત ઈશ્વર ભકિત એવી, જોઈએ મનુષ્યને ટેક,
શરણાંગતને તારે રે, હિસાબ એવો હરતાનો. ખોટું ... ૩
ચંચળ મન તેને નિશ્ચળ કરવું, ને ધરવું પ્રભુનું ધ્યાન;
સારા ને નરતાની શોધ કરેથી, નિપજે નિર્મળ જ્ઞાન,
**છોટમ** ઠરે ઠામે રે, ફેર મટે ફરતાનો. ખોટું ... ૪



## પદ – ૬૯
(રાગ : કાફી)

કાયારુપી નગરી રે, કીધી છે કોઈ કારીગરે;
મન માને મારી રે, મિથ્યા અભિમાન ધરે ... ટેક.
એક રોમ તારા અંગમાં જીવડા તારુ કર્યું નવ થાય;
ધણી થઈને ધંધો કરે પણ, કર્મ કરી બંધાય,
શિર પર સ્વામી રે, ડરતો નથી તેને ડરે. કાયા ... ૧
નવ દરવાજે અમલ મનનો, જાગૃત માંહી જણાય;
સ્વપ્ન થયું ત્યારે પરવશ પડીયો, સુખ દુઃખ સહેતો જાય,
ભાન નથી રહેતું રે, નિંદ્રા માંહે જયારે ઠરે. કાયા ... ૨
આવું છતાં પણ આપ ન શોધે, ને કરે ઘણો અહંકાર;
કુકર્મ કરી કરી કષ્ટ જ સહે છે, મુવા પછી યમ માર,
વિચાર નથી કરતો રે, હું તે કોણ કેનો ખરે. કાયા ... ૩
પોતાના ડહાપણ માંહી પામર પુરો, ને પરધન હરવા પ્રવિણ;
તત્ત્વ વિચાર તારા ઉરમાં ન આવે, મુરખ તું મતિહીણ,
કહેણ નવ માને રે, કુટિલ મત આગળ કરે. કાયા ... ૪
જેની સત્તાએ મન મોજ માણે છે, તેની સત્તા ચૌદે લોક;
તે પ્રભુને નથી પાસે ઓળખતો, પામે છે હરખ ને શોક,
વિશ્વ રુપી વાડી રે, રચી છે એવી વિશ્વંભરે. કાયા ... ૫
સુબાપણું જો મન તુજને સોંપ્યું, ત્યારે પ્રિત્યે પ્રજાને પાળ;
તે ઠગે છે જે સેવક તારા, તેને શોધીને ટાળ;
**છોટમ** સાધન કરી લે રે, તેથી ભવસિંધુ તરે. કાયા ... ૬



## પદ – ૭૦
(રાગ : કાફી)

સમજ મન મારારે, કહુ એક વાત ખરી;
નર દેહ જેવો રે, નહિ મળે ફરી ફરી .... ટેક
કરતારે સઘળી સૃષ્ટિ કરી છે, તેમાં જીવની જાતિ અનેક;
દેહ મધ્યેથી આત્મા ઓળખવો, એ માણસમાં છે વિવેક,
આત્મા જેને દરસેરે, તેને દરસાય હરિ. સમજ ... ૧

પશુ પંખી કે બીજા જે જે પ્રાણી, તેમાં એવું નથી જ્ઞાન;
ઈંદ્રિય સુખ માંહે ભટકે અહોનિશ, પેટ ભર્યાનું ભાન,
અજાણ જડ જંતુ રે, જાયા તેવા જાય મરી સમજ ... ૨
દીન દયાળે દયા કરીને, દીધો જો નરનો દેહ,
પાપ કર્મ વડે પેટ ભરીને, તુચ્છ ગમાવે તેહ,
રજ નથી રહેતો રે, હરિ સાથે હેત કરી. સમજ ... ૩
ક્ષણભંગુર છે ખેલ ખલકનો, તું જોને કરીને વિચાર;
મિથ્યા ભટકવું મૂકીને મનમાં, સમરી લે સરજનહાર,
**છોટમ** એમ સમજીરે, ઘણા ઘણા ગયા તરી. સમજ ... ૪



## પદ – ૭૧

(રાગ : કાફી)

કાયા તારી કીધી રે, કરતારે ભકિત કરવાને;
ઈંદ્રિયો સારી આપી રે, સુધર્મ કર્મ આચરવાને. ટેક.
બાળપણથી તેં તો બુદ્ધિ બગાડીને, કર્યો ગભરો કુસંગ;
મન કંચન માંહી વગળ મેળવીને, રુડો બગાડયો રંગ,
અંગમાં અનીતિરે ભરી તેં પેટ ભરવાને. કાયા ... ૧
દ્વેષની દષ્ટિએ તું અન્યને દેખે, જીભ બોલે અતિશય જુઠ્ઠ;
કામ હરામનાં હાથે કરે છે, પાપ કરતાં ન ભાળે પુંઠ,
ફૂલે જે ફૂલે છે રે, ખચિત તે તે ખરવાનો. કાયા ... ૨
આંખ્યો અનોપમ જેણે આપીને, બીજા અંગ કર્યા છે અમૂલ્ય;
એ ઉપકારીને અંધ ન જાણે, એવી ભારે છે તુજમાં ભૂલ્ય,
ભૂલ્યાથી ભવ ભટકે રે, માયામાં ડૂબી મરવાનો. કાયા ... ૩
અજલગી તો એળે અવસર ખોયો, હવે રાખ હૈયામાં હામ;
નીતિની રીતિ સજી ભજીલે પ્રભુને સર્વ સુધરશે કામ,
ઠામ સારો મળશે રે, **છોટમ** કહે ઠરવાને. કાયા ... ૪



## પદ – ૭૨

તેરા દિલમે હય દિલદાર, દેખલે બીચાર કરી;
જાકા કોઈ ન પાવે પાર, રહે મુનિ ધ્યાન ધીર. ... ૧
પંચ ભૂત વૈરાટમાં રે, ચોરાસી લખવાતી;
જેયસે એક ભૂમિમે ઉગે, તરુ લત્તા તૃણ જાતી. ... ૨
ઘટ ઘટમે મનકા મત ન્યારા, બુદ્ધિ ભેદ અપારા;
એક નિરસે બાગ બનાઈ, સ્વાદ સુગંધ રસ ન્યારા ... ૩
માયા કારણ વિશ્વકારે, ઘોર રુપસે કહીયે;
સ્થાવર જંગમ લોક ચતુરદશ, નિંદ્રા એક રસ લહીયે ... ૪
સ્થૂલ સૂક્ષમ કારણ થકી રે, અહં બ્રહ્મ હય આઘા;
અણુ આદિક બ્રહ્માંડમેરે, પ્રોયા સોહમ બ્રહ્મ ધાગા. ... ૫
સગુણ રુપ સકાર ભજે સો, હે મનક ઠહરાયા;
મનુવા જો ઉનમુન હુવા તો, રુપ રંગ નહિ કાયા. ... ૬
સુરા વેંધે શબ્દકુ રે, ઓર ચિત્ત ના આવે;
**જન છોટમ** જંજાલ છોડ દે, તુર્ત પરમપદ પાવે. ... ૭



## પદ – ૭૩

જો તુ માનત હય કહી મેરા, તામે કોન પદારથ તેરા;
રજ વિરજકા દેહ બનાયા, પંચભૂતકા ડેરા. તામે .. ૧
હાડ પિંજરા આમલપેટા, મલ ભરીયા બહુ તેરા,
નવે દ્વારસે નિકસત સારા, હે દુર્વાસ ઘનેરા. તામે .. ૨
મન બુદ્ધિ અહંકાર ચિતમે, પંચ વિષય રહે ભેરા;
એ લાલચમે તું લપટાય, આપ ન લહ્યા અનેરા. તામે .. ૩
જન્મ જરા દુઃખ રોગ શોક ભય, ધર્મ સકલ વપુ કેરા;
પેટકાજ બહુ પાપ કરતુ હે, ફિરત કરમકા પ્રેરા. તામે .. ૪
દેહ ઈંદ્રિ મન પ્રાણ નથી તું, રુપ ચિદાનંદ તેરા;
કહે **છોટમ** નિજ રુપ બિચારે, ફીરે ન ભવમે ફેરા. તામે .. ૫

## પદ - ૭૪

એસી પ્રબળ બ્રહ્મકી માયા, જાકા ઈંડ અનંત બનાયા. ટેક.

પંચમ રુપે ભઈ હય માયા, તાકી સરજી કાયા;
કાયામે મનુરપે બેઠી, તિનહી પુત્ર બહુ જાયા. એસી... ૧

કામ ક્રોધ મદ લોભ મોહએ, મનકા પુત્ર કહાયા;
તિન લોક તીનહી વશ કીના, દેવ તનુ નર રાયા. એસી... ૨

વાલ અગ્રકે સોમે ભાગે, રુપ જીવકા ગાયા;
સો માયામે લીન હો ગયા, ખગ પંખે લપટાયા. એસી... ૩

અંધકાર જયું રહા શુન્યમે, એસી મિથ્યા માયા,
કહે **છોટમ** કિરતાર ભજનસે, મીટે સો ગુરુ બતલાયા. એસી... ૪



## પદ - ૭૫

જાગ્ય જાગ્યરે જીવ અભાગી જોને મૂળ વિચારી;
કયાં થકી આવ્યો ને કયાં જાવું, શાની છે કાયા તારી. ... ૧

શું કરવાનું ને શું કીધું, શું સમજયો દેહ ધારી;
જનમ ધરી જગદિશ ન જાન્યા, જીતી બાજી હારી. ... ૨

કોટી કુકર્મ કરી થયો નીચો, નરક તણો અધિકારી;
ઘોર અજ્ઞાન અવિદ્યા નિંદ્રા, મોહ નિશા અંધિયારી. ... ૩

સંશય મનોરથ સ્વપ્ન ઘણેરા, જંખે સુત વિત નારી;
અહંપણામે આપ ભુલાયું, ભય પામ્યો અતિભારી. ... ૪

વેદ વેદાંત વદે છે એવું, કહે છે સંત જ પોકારી;
**છોટમ** શબ્દ સુણીને જાગ્યા, તે નરની બલિહારી. ... ૫



## પદ – ૭૬

પ્રેમી આવો રે.... પ્રેમ અમીરસ પીવા. ... ટેક.
અઘાદ જળમાં મોતી લેવા, માંહી પડયા મરજીવા;
ઝળહળ જયોતિ પ્રગટ પ્રભુ દરશે, રોમરોમમાં દીવા. પ્રેમ... ૧
અંતરયામિ સહુમાં વ્યાપક, અંતરમાં ઓળખાશે;
જડતા જાળ જન્મની જાશે, પ્રાતક પરલે થાશે રે. પ્રેમ... ૨
રાગાદિક જે દોષ હોય તે, ભકિત ભાવથી ભાગે;
ઈશ્વરની રચના દેખીને, ઉગ્ર જ્ઞાન ગમ જાગે. પ્રેમ... ૩
જપ તપ યોગ જાગ વૃત તિરથ, પંચ દેવની સેવા;
તેણે તો કંઈ પ્રભુના રીઝે પ્રેમ લક્ષણા જેવા પ્રેમ... ૪
સહુ શણગાર સુંદરી પહેરે, હોય કુલક્ષણ જેને;
સાચા સ્નેહ વિના કો કાળે, કંથ નહિ વશ તેને પ્રેમ... ૫
અંતર લક્ષણ પ્રેમ પ્રભુ સાથે, એક પલક નવ ભૂલે;
**જન છોટમ** તે સાચી વનિતા, સ્વામી સંગે ઝુલે. પ્રેમ... ૬



## પદ – ૭૭

રસિયા હોય તે રે... રસની રીતિ જાણે. ટેક
વણ જાણે તે ફરે ઉદાસી, દેહ દમી મત તાણે,
મનની સાથે મથતાં મથતાં, કોઈજન ઠરે ઠેકાણે. રસની... ૧
રસિક શિરોમણિ જનનો નાયક, પ્રેમ રસે બહુ રીઝે;
આનંદમગ્ન અહોનિશ રમતાં, ભકિત ભાવથી ભિજે. રસની... ૨
અક્ષર ઘરથી વેગે આવે, આનંદ અર્ણવ લહેરી;
રોમ રોમ રગ તે ઉજાગર, ચડે ખુમારી ઘહેરી. રસની... ૩
અણમેળુ મન રહે મળીને, જો ગુરુ લક્ષે જાગે;
આ ભવમાંહી નહિ સુખ એવું. એના સોમે ભાગે રે. રસની... ૪
આનંદ રુપ તે પર બ્રહ્મનું, એમ વેદમાં કહે છે;
તે આનંદ ચરાચર માંહી, અગમ અગોચર રહે છે. રસની... ૫
શોક દુઃખ જડ રુપે માયા, આનંદી અવિનાશી;
**જન છોટમ** વિરલા જન જાણે, જે ગુરુ ચરણ ઉપાસી રસની... ૬



## પદ – ૭૮

સદ્‌ગુરુ મળીયા રે, તેનું કારજ સરીયું, ટેક.
આતમ તત્ત્વ ઓળખાવ્યું જેણે, તે જોઈને ચિત્ત ઠરીયું;
પિંડ બ્રહ્માંડની પાર પરમેશ્વર, ત્યાં જઈને ઘર કરીયું. ... ૧
લક્ષવંતા લક્ષે પુરા, તે ગુરુ પાર ઉતારે;
લક્ષ વિના લક્ષણ હોય તો, જનનું કાજ ન સારે. ... ૨
લક્ષ્ય રૂપી લોચન નાહી, તે ગુરુનો કર સાહ્યે;
અંધે અંધ રહે અથડાતા, બન્ને ગોથાં ખાયે. ... ૩
જીવ વિનના જેમ દેહ વૃથા, તેમ લક્ષ્ય વિના ગુરુ એવા;
વંઝા ગાય દૂધ નવ આપે, તે કરવાની સેવા. ... ૪
વ્યંઢળને વનિતાઓ વરીયો, સંતતિ સુખ નહી કોને;
જગત ભગત કહી માને તેતો, પરમેશ્વરને બાને. ... ૫
તે માટે સાચા ગુરુ સેવો, આતમ લક્ષ જે આપે;
કોટી જનમનું બંધન તે તો, પલક એકમાં કાપે. ... ૬
દુર્લભ વસ્તુ તણા જે દાતા, તે ગુરુ ભજીયે ભાવે;
કહે **છોટમ** માણસ તનુ જેવો, ફરી ફરી નહિ આવે. ... ૭



## પદ – ૭૯

સંશય સમીયા રે, જ્ઞાન પામીયો જયારે. ટેક.
સદ્‌ગુરુ સમરથ પરમ ઉપકારી, જ્ઞાન કરી સમજાવ્યું;
અજાણ પણમાં દુર દેખાતું, તે પાસે પરખાવ્યું. ... ૧
સર્વ પદારથ જડ છે તેથી, ચેતન ભિન્ન કહાવે;
ઓટ આવ્રણ રહીત અગમ ઘર, પુરા ગુરુથી પાવે. ... ૨
જનક સનક શિવ શેષ સમા જન, જેનો જાપ જપે છે;
કોટી ઈંડ ઉપજેલાં અંતે, તેમાં જઈ સમે છે. ... ૩

પોતાને કંઠે મણિ પોતે, ભૂલીને જયમ શોધે;
જાણ્યું ત્યારે યથારથ, સદ્ગુરુ કેરે બોધે. ... ૪
ભૂપ સ્વપ્નામાં થયો ભિખારીસ ઘર ઘર હીડે ભમતો
જાગ્યો ત્યારે ગઈ આપદા, નિજાનંદમાં રમતો. ... ૫
ઈશ્વરને જાણ્યે સુખ એવું, બંધન સઘળું જાયે;
**જન છોટમ** સદ્ગુરુ કરુણાયે, જો સીધુ સમજાયે. ... ૬



## પદ – ૮૦

હો જીવડા સમજી વદે તો સારૂં,
તેથી સહુ કારજ થાશે તારૂં. ... ટેક
સિંધુ જલ વૃષ્ટિ રૂપે થઈ વરસે,
પીધું તે પરવતે પછી જરસે;
વહી નદી સાગરમાં સંચરસે. હો જીવડા... ૧
પરાપારથી પુરુષ પ્રેરે છે વાણી,
બુદ્ધિ એથી ઘાટ ઘડે છે જાણી;
અક્ષર વદે જીવ નાદમાં આણી. હો જીવડા... ૨
એમ પદ પ્રીછી પછી પદ ગાજે,
મહાલશે મજ્ઞ થઈ મલકાશે;
કહ્યું મેં તો તારા અર્થ કાજે. હો જીવડા... ૩
ગાય ઘણા અર્થ કોય ઉર આણે,
રીઝે હરિ જ્ઞાની પુરુષને ગાણે;
વિષયના જીવ તો વિષય વખાણે હો જીવડા... ૪
શબ્દ જે દેહ થકી નિકળે છે,
અક્ષર જઈ આકાશ માંહી ભળે છે;
**છોટમ** કણ વાવેલો ટોચે ફળે છે. હો જીવડા... ૫



## પદ – ૮૧

દયા નિધિ દુસ્તર માયા તમારી,
કઠણ છે કાળ ભયંકર ભારી. ... ટેક
જીવને જોડે છે મુમતા ઘાણી,
અજ્ઞાનના પાટાએ આંખ બંધાણી;
વહે પણ ના લહે લાભ કે હાણી. દયા નિધિ ... ૧
મનોરથ તીલનું ઉમેરણ થાતું,
નથી કાંઈ તે તલે તેલ જણાતું;
ઝંખનામાં લોભે રહે મન ધાતું. દયા નિધિ ... ૨
જીરણ છે જંત્ર મહાકોય મોટો,
વહન કરે વૃષભ દેતો ફરે દોટો;
ખરેખરો દીસે વસ્તુ ગતે ગોટો. દયા નિધિ ... ૩
સંસારીને તૃષ્ણા સંસારના જેવી,
ત્યાગી કરે સિદ્ધિની લાલચ તેવી;
આશા વશ દિસે છે દેવ ને દેવી. દયા નિધિ ... ૪
પડેલા પ્રાણી માયાને પેટે,
છૂટીને કોય થતા નથી છેટે;
વિના હરિ શરણ મરણ કોણ મેટે. દયા નિધિ ... ૫
ઉષ્ણતા અગ્નિની ના હોય અલગી,
જુઓ એમ જીવને માયા વળગી;
ઉની હોય રાખ ઉડે તોય સલગી. દયા નિધિ ... ૬
તમારી ભકિત વસે ઉર જેને,
ત્રિગુણમય માયા નડે નહિ તેને;
અહોનિશ છેટમ ઈચ્છે તેને. દયા નિધિ ... ૭



## પદ - ૮૨

હો જીવડા જગતપતિ લેને જાણી,

સર્વ દેહમાં સરસ જે, નરદેહ દીધો તને પ્રાણી. ... ટેક

નર ખરથી શાનો ભલો રે, જો નવ ભજયા કિરતાર;

ચાર તો સરખાં સર્વમાં રે,

ભય નિંદ્રા અનંગ ને આહાર. હો... ૧

માનવ મોટો માનીયો રે, જો કરે સાચી શોધ;

તત્ત્વ વિચાર રહે સદા,

જેની બુદ્ધિમાં નિર્મળ બોધ. હો... ૨

નિર્મળતા નિહાળીયે રે, સમર્થ સરજનહાર;

સ્થાવર જંગમ જે રચે,

એવો અખિલ અંડ આધાર. હો... ૩

અદ્‌ભુતતા એમાં ઘણી રે, કોય ન પામે પાર;

કલ્પિત મનને પરહરિ,

કરો **છોટમ** એમ વિચાર. હો... ૪

## પદ - ૮૩

પ્રભુનો મારગ સહુથી સહેલો, એક અટપટું એમાં રે;

નિર્મળ મન પોતાનું કરવું, જયોતિ પ્રકાશે જેમાં રે. ... ૧

ધનુર્વેદીના જેવી ધારણા, અધરી જાણો એમાં રે;

હેઠે તાકે ઉપર વેંધે, ખરી ચાતુરી તેમાં રે. ... ૨

ભૂમિ ઉપર તો ભૂચર ચાલે, એમાં વિઘ્ન અનંત રે;

જ્ઞાન માર્ગ તો છે ખેચરનો, ચાલી શકે કોઈ સંત રે. ... ૩

અનુભવ આંખ્ય સુરતની સીડી, સદ્‌ગુરુ હોયે સહાય રે;

કહે **છોટમ** જો સાધક સાચો, મોક્ષ ધામમાં જાય રે. ... ૪



## પદ - ૮૪

જીવ જાય હરિને જાણવા, ઓળખાણ નહિ એને રે;
ઓળખાણ તો ત્યારે થાયે, બોલખાણ જડે જયારે. ... ૧
અક્ષર ખાણ્ય પ્રણવ છે નરમાં, તેથી ઉપજે વાણી રે;
અવિરલ ધાર પાર રહી પોખે, તેની વાત અજાણી રે. ... ૨
પશું પંખી જે વાણી વદે છે, અક્ષર બે કે ચાર રે;
બાવન અક્ષર બોલી જાણે, એ મનુષ્યનો અવતાર રે. ... ૩
સ્થાવર જંગમ જંતુ જાણી, સરજે સદા વેશ રે;
માનવ મૂર્તિ મોટી જાણી, બુદ્ધિ આપી લેશ રે. ... ૪
અંતરયામિને આધારે, જીવે છે સહુ જંત રે;
વિશ્વમાંહી વ્યાપક તે ઈશ્વર, સત્ય જ્ઞાન અનંત રે. ... ૫
સર્વ વસ્તુમાં પૂર્ણ રહ્યો તે, પુરણ બ્રહ્મ કહેવાય રે;
**જન છોટમ** તેને જે જાણે, આવાગમન ના થાય રે. ... ૬



## પદ - ૮૫

જે ઉપજે તે પ્રભુથી ઉપજે, કાંય ન ઉપજે જીવે રે;
સૂર્ય સદા જળ પોખે શોષે, તે નવ થાય દીવે રે. ... ૧
પ્રભુએ સરજયાં સર્વ પદારથ, પૃથ્વી પાવક પાણી રે;
ચાર ખાણ્ય જીવોની જાતિ, કહો એ કયાંથી આણી રે. ... ૨
હરિનાં કરેલાં હાલે ચાલે, એકના થાએ અનેક રે;
જીવે કરેલાં જડરુપ સઘળાં, રહે છે એકનાં એક રે. ... ૩
કોઈ મનુષ્ય બહુ બુદ્ધિ બળથી, કહે હું હરિ અવતાર રે;
આ અવનિનું એક પદારથ, તેનાથી ના થાય લગાર રે. ... ૪
જ્ઞાત બતાવા ગુરુઓ સજર્યા, તેજ ધણી થઈ બેઠા રે;
કહે **છોટમ** આ કળયુગ માંહે, એવા ઠગ બહુ દીઠા રે. ... ૫

## પદ – ૮૬

આજ અનોપમ જ્ઞાન ઉપન્યું, ભલી ભલી રચના ભાળી;
અદ્‌ભુત ખેલ અખિલ કર્તાનો, મેં નજરે જોયો ન્યારી. ... ૧
ઉચું જોઉ તો અવનિ જેવા, અગણિત અધર ફળે ગોળા;
કોઈક તાતા કોઈક શીળા, ભેદના જાણે જન ભોળા. ... ૨
ભૂતળ ઉપર ભાત ભાતની, અગણિત જીવ તણી જાતી;
નરનારીનાં રુપ અવનવાં, નામ જુજવાં બહુ ભાતી. ... ૩
ચર્મ પુતળાં ચેતન દોરી, ખેલાવનહારને હાથ ખરી;
જેમ નચાવે તેમ સહુ નાચે, કળ તુટે તે જાય મરી. ... ૪
સરજનહારને જાય શોધવા, ઘટમાં જેને બુદ્ધિ ઘણી;
પોતપોતાનું કલ્પિ કહે છે, ભાતભાતની વાત ભણી. ... ૫
એર્ક પુતળુ એમ વદે છે, સહજ થાય છે સૃષ્ટિ સહુ;
અળગો કોઈ નથી કરનારો, ઉપજે આપોઆપ બહુ. ... ૬
એક કહે બહુ રુપે સ્વામિ, આપ ઈચ્છાએ જીવ થયો;
સ્વર્ગ નર્કમાં પોતે વિલસ્યો, અરુપ હતો તે રુપ થયો. ... ૭
એક કહે કર્મ સહુ ઉપજે, જેનાં કર્મ હશે જેવા;
નીચ ઉચ ને સ્થાવર જંગમ, તે કર્મ બનીયાં તેવા. ... ૮
કોઈ કહે સહુ ઈશનાં, માય સંગે રોજ રમે;
માયામાંથી રુપ બનાવે, અંતે માયા માંહી સમે. ... ૯
એમ અનેક મતો જગમાંહી, કલ્પિત વાત કહે કાચી;
સ્વસંવેદનો અર્થ વિચારે, તે જન વાત લહે સાચી. ... ૧૦
નિજ ઈચ્છાએ સૃષ્ટિ સરજે, નિજ ઈચ્છાએ નાશ કરે;
આદ્ય અંત પ્રભુ એક બિરાજે, **છોટમ** એ સિદ્ધાંત સરે. ... ૧૧



## પદ – ૮૭

(રાગ : હોળી)

ખેલો રે રસ આનંદ હોરી, ૐકાર તાર ગ્રહી દોરી;
ખેલો રસ આનંદ હોરી ... ટેક.
ઈતમે ગંગા ઈતમે યમુનાજી, બીચમે ખેલ મચોરી;
દેવ સકલ તહાં દેખન આયે, સંત અનંતકી ટોળી,
મહા મુનિજન જુથ જોરી. ખેલો ... ૧

બીન કરતાલ મૃદંગ બજાવત, બીન મુખ ગાવત હોરી;
બીના તન તન મેલાવત, અદ્‌ભુત અટકી સુરત તહાં મોરી,
કહા મતિ બરને મોરી. ખેલો .... ૨
વિશ્વ નિવાસ વસ્ત વિમલ પદ, અચળ રહો એક ઠોરી;
શંકર શેષ વ્યાસ યશ ગાવત, પ્રેમ મગન રસ બોરી,
અકલ ગતિ કહે કર જોરી. ખેલો .... ૩
કોઈ કોઈ પરસત વા પદકુ, ઈંડ આવરણ સબ ફોરી;
જન **છોટમ** સત્‌ગુરુ કરુણાસે, તહાં મન મંગલ ભયોરી;
ભરમ સબ દૂર ગયોરી. ખેલો .... ૪



## પદ – ૮૮

(રાગ : હોરી)

ઘટમેં નટવર ગિરધારી, ચીદ્‌ શકિત રાધિકા પ્યારી;
ઘટમે નટવર ગિરધારી... ટેક.
કાયા કુંજ ગલી વૃંદાવન, પ્રાણ પુરુષ રખવારી;
દ્વારે દ્વાર સબ દેવ ખડે હે, બીચમે કમલ ફુલવારી,
ઓર બહુ સંગ અપારી. ઘટમે... ૧
ઈતમે ગંગા ઈતમે યમુનાજી, બીચમે સરસ્વતિ પ્યારી,
ખેલ ભયો અદ્‌ભૂત ભારી. ઘટમે... ૨
ચિત્ત ચંદન શુદ્ધ ભાવ અગરજા, પ્રેમ પુષ્પ ભરી થારી,
શામ શામ સંગ સખી ખેલે, તિન ભોવન જયકારી;
સમજી લો વિચાર વિચારી. ઘટમે... ૩
જો કોઈ જાણો વસંત કો ખેલન, સો સમજે વિધિ સારી;
છોટમ પ્રેમ ભકિત વશ કુવેર, જો પાવે નરનારી;
ધન્ય તિનકી બલિહારી. ઘટમે... ૪





## પદ – ૮૯

(રાગ : હોરી)

ખ્યાલીને ખેલ મચાયો, જાકો મરમ કાહુ નહિ પાયો;
ખ્યાલીને ખેલ મચાયો. ...ટેક.
ખેલ અખૂટ અખંડિત ખ્યાલી, યુગલ જુગત્યે ઉપાયો;
જહાં જહાં રુપ પ્રકૃતિ ધરત હે, તહાં તહાં અંશ સીધાયો;
પુરુષ પ્રતિબિંબ કહાયો. ખ્યાલીને... ૧
નાના ભેખ બનાવત નટની, નટકો સામ્રથ પાયો,
કોટી અસંખ્ય કલ્પ તે અજહું, ન્યારો કો ન્યારો સોહાયો;
એક ગુણ રુપ ન આયો. ખ્યાલીને... ૨
એક બીજગકી કહા ચતુરાઈ, કોઈ સે ન જાત બનાયો,
રાઈ તે સૂક્ષ્મ અંકુર કીનો, તા મહી વૃક્ષ સમાયો;
પાન ફલ ફૂલ રહાયો. ખ્યાલીને... ૩
દેવ દનુજ નર નાગ ચરાચર, લક્ષ ચોરાસી ગાયો,
પુરુષ પ્રકૃતિ અનાદિસે ખેલત, **જન છોટમ** યશ ગાયો,
ભેદ સદ્‌ગુરુસે પાયો. ખ્યાલીને... ૪



## પદ – ૯૦

(રાગ : હોરી)

ઘનશ્યામ વસંત વિહારી, મન મોહન મંગલકારી;
ઘનશ્યામ વસંત વિહારી. ટેક.
દિવ્ય રુપ અનંત શકિતધર, અમીત સખીનકો યારી,
નિરાલંબ નિરલેપ નિરંતર, ભોગી ને બ્રહ્મચારી;
અજબ ગતિ નાથ તારી. ઘનશ્યામ... ૧
નિગુર્ણ સગુણ આપ ઈચ્છાસે, ત્રિભોવન તત્ત્વ તપાસી;
સરજે પાળે ઓર સંહારે, જાકી કલા કુછ ન્યારી;
એસો હે વો મુરારી. ઘનશ્યામ... ૨

દશ વિધ સર્ગ પ્રથમ ઉપજાયે, સ્થાવર જંગમ ઝારી;
ધ્રુમ વિરુધ્વત્વક સાર ઔષધિ, લત્તા વનસ્પતિ ભારી;
વાસના ન્યારી ન્યારી. ઘનશ્યામ... ૩
લીલા લલિત ખેલ નિત્ય નૌતમ, મુનિ મન મોહન કારી;
**જન છોટમ** વાકે ચરણ કમલ પર, વારંવાર બલિહારી;
ધ્યાને ઉર લીજે ધારી. ઘનશ્યામ... ૪



## પદ – ૯૧

(રાગ : હોરી)

ગુરુ ગમસે ખેલો હોળી, મીટે મલીન વાસના તોરી;
ગુરુ ગમસે ખેલો હોળી ટેક.
આસન મારી સુરત દ્રઢ ધારી. ત્રિકુટી ધ્યાન ધરોરી;
શ્વાસ ઉશ્વાસ શ્યામ સંગ ખેલો, તો તેનો અચલ પર જોરી;
ગગન ઘર જાઈ બસોરી. ગુરુગમ .. ૧
અનહદ નાદ મૃદંગ મોરલી, શુન્યકે સુરત ચલી મોરી;
કોટી અનંગ અંગ પ્રીતે સોઈ, તો એસે કિશોર કિશોરી;
ઓર સખી અન્ય કી ટોરી. ગુરુગમ .. ૨
ઝલમલ જયોતિ ઉદ્યોત કોટી રવિ, અદ્‌ભુત ખેલ મચોરી;
નિરખી સ્વરુપ દેવ સબ મોહ્યે, તો વિનવે કરત કર જોરી;
નેતિ જહાં નિગમ કહોરી. ગુરુગમ .. ૩
દિવ્ય પરમગુરૂ, સંગે ખેલો હોરી;
અપરમપાર નહિ જાકો, ગુરુગમ જાત ગ્રહોરી;
જન છોટમ સત કુવેર પ્રતાપે, સોકુ દરશ ભયોરી;
દેહીકો દોષ ગયોરી. ગુરુગમ .. ૪



## પદ – ૯૨

બાજત ગેબ ગગનમે, નગારાં બાજત ગેબ ગગનમે,
મેરા મનવા સુનલે મગનમે
પંચ તત્ત્વકી ઉડત પિચકારી, ઉલટ સુલટ છન્ન છન્નમેં;
ઝલાબંબ બહુ હોત ઝબુકા, જેસે બીજરીયાં ગગનમે,
નગારાં બાજત... ૧

તરવેણીમાં તાર મિલાઈ, દેખોજી અપને તનમે;
અપના સાહેબ કે આપમાંહી, તો કાયકુ ફરન બન બનમે;
નગારાં બાજત... ૨

કોટી કર્મ કી મલીન વાસના, જારો બ્રહ્મ-અગનમે;
પ્રેમ અમીરસ પીયો રે પ્યાલા, મસ્ત રહો નિજ મનમે;
નગારાં બાજત... ૩

તિન લોક ઉપમા નહિ જાકી, એસો સુખ હે ભજનમે;
**જન છોટમ** સત કુવેર પ્રતાપે, લાગ રહ્યો ચૈતનમે.
નગારાં બાજત... ૪



## પદ – ૯૩

દેખો દેખો રે આ ઘટકો ખેલ,
જામે દીપ જલે બિન બાતી તેલ. ટેક.
જહાં અનહદ નાદ બજે અપાર,
માંહે મોરલી મૃદંગ ને સારંગ સાર;
ખટ ચક્રમે બાજત પ્રણવ તાર. દેખો ... ૧
જહાં સોહંમ હંસા રમત રંગ,
લીયે પાંચ પચીસ પ્રકૃતિ સંગ;
જાકે રુપ નહિ આકાર અંગ. દેખો ... ૨
તહાં કલ્પવૃક્ષ થકી બની હે બાગ,
સબ દેવ કરત હે રંગ રાગ;
કોઈ ગુરુમુખી સમજે ગુરુકો ભાગ. દેખો ... ૩
તહાં શિવ સનકાદિક ધરત ધ્યાન,
અતિ પ્રેમ સુધારસ કરત પાન;
કહે **છોટમ** એ સદ્ ગુરુકી સાન. દેખો ... ૪



## પદ - ૯૪

(રાગ : વસંત)

ગુરુદેવ ઈષ્ટ આરાધીએ, તેને શરણે રહી સહુ સાધીએ;
હરિ ન મલે અવર ઉપાધીએ. ગુરુ ... ૧
જલ જીવન જાણી આંબા તણું, ફળ ટુટીને જાય પીવા ઘણું;
તે તો તુચ્છ થઈ ગયું તે ક્ષણું. ગુરુ ... ૨
જે કોઈ આંખ બાંધી જુવે સુરને, નવ દેખે દીવાકર દૂરને;
એમ જાણે નહિ નિજ નુરને. ગુરુ ... ૩
જેમ સ્વાદને જંખે જીભ્યા વિના, નાક દાબીને ઈચ્છે સુવાસના;
એમ ગોવિંદ ના મલે ગુરુ વિના. ગુરુ ... ૪
ગુરુ વચને વરતે તે ગુરુમુખી, તેતો સર્વે કાલ થાયે સુખી;
એમ કહે કવિ પંડિત ને ઋષિ ગુરુ ... ૫
શિવે ગુરુ ગીતામાં ઘણું કહ્યું, તે તો સાચું કરી સતીએ લહ્યું;
કોઈ ભકત તણે રૂદીયે રહ્યું. ગુરુ ... ૬
કોઈ સાગર ન તરે આપથી, ભવ તરીએ ગુરુ પરતાપથી;
કહે **છોટમ** છૂટીએ પાપથી. ગુરુ ... ૭



## પદ - ૯૫

(રાગ : વસંત)

મહા મંત્ર ગુરૂના નામનો, તે તો સાચા જનના કામનો;
તેને પરચો મલે નિજ ધામનો. મહા ... ૧
તેણે બાવન અક્ષર થાય છે, તેથી નામ સર્વના લેવાય છે;
ગુણ જ્ઞાન તાન સહુ ગાય છે. મહા ... ૨
સત જાણીને શિવ સરખા જપે, થઈ યોગારુઢ તપમાં તપે;
તે તો પરલે કાળે નવ ખપે. મહા ... ૩
રહ્યા વિષ્ણુ વિરંચી વિચારમાં, સત શબ્દ તણા આધારમાં;
સૌ સરજે પાળે સંસારમાં મહા ... ૪
શેષ જપે સદા શુદ્ધ ભાવથી, ધરે ઈંડ અધર તે પ્રભાવથી;
કોટી સંત તર્યા નામ નાવથી મહા ... ૫
એવો અતુલિત મહિમા અપાર છે,
કોઈ સમ્જે તેને સાર છે,
**જન છોટમ**નો આધાર છે. મહા ... ૬



## પદ – ૯૬

(રાગ : વસંત)

મહારાજા મોજ તેરી અદ્ભુત, કહી ન જાત કુદરત રે;
મહારાજા … ટેક

પરમાણુકા કરત પ્રસારા; પંચભૂત ઉલસત રે;
પાણી જમાયો પવન અવરાયો, તા મહી હંસ બસત રે.
મહારાજા … ૧

સુક્ષમ સ્થૂલ અનંત હો રહ્યો, ચૌદ લોક દરશત રે;
એક ગયા ઓર રહેનન પાવે, ક્ષણ હોત અસ્તરે.
મહારાજા … ૨

આપ સમારે આપહી પાલે, આપ શૃંગાર કરત રે;
આપહી કર્તા આપહી ધરતા, આપહી વિશ્વ ભરત રે.
મહારાજા … ૩

આપહી કાલ કરમ પુનિ આપે, આપ સભાવ ધરત રે;
**છોટમ** અદ્ભુત રચના તોરી, તુંહી સબ ખેલ કરત રે.
મહારાજા … ૪



## પદ – ૯૭

હો પ્રાણીરે કર્તા પદ મોટું, સરજનહાર જાણ્યા વિના;
સૌ સાધન ખોટું. હો પ્રાણી રે. … ૧

કાયા જંત્ર બહુ અવનવું, ઘણી યુકિત છે જેમાં;
તેજ વાયુ ને નાદની, રચના છે એમાં. હો પ્રાણી રે. … ૨

જેવું છે વહાણ વરાલીયું, ઘટી યંત્ર છે જેવો;
તે થકી અદ્ભુત અતિ ઘણું, હશે કરનારો કેવો. હો પ્રાણી રે. … ૩

કોઈ સમાધિ ધ્યાન અજવાળુ દેખે;
કોઈ સૂણે ધુની નાદની, તેને પ્રભુ કરી લેખે. હો પ્રાણી રે. … ૪

કોઈ સાધ્ધે શ્વાસને, બ્રહ્મરુદ્રે ચઢાવે;
કોઈ પીવે અમીધારને, જીભ મૂલ વઢાવે. હો પ્રાણી રે. ... ૧
સહુ સાહીતા જંત્રથી, જંત્રી છે અલગો;
તેનું સ્વરૂપ જાણ્યા વિના, જુઠે શીદ વળગો. હો પ્રાણી રે. ... ૨
જંત્રની જાત જુજવી, કરનારો ના ભાસ્યો,
ત્યારે જીવ મુવા પછી, કહો કોણ ઘેર જાશો. હો પ્રાણી રે. ... ૩
તે ઘર જાણો જીવતાં, કરો સત્‌ગુરુ સેવા;
નહિ તો પંથોના વાદમાં, રહેશો એવા ને એવા. હો પ્રાણી રે. ... ૪
ભેદુ નર ભટકે નહિ, જેણે કલ જાણી;
**છોટમ** કહે શુદ્ધ ભાવથી, લેજો ઉર આણી. હો પ્રાણી રે. ... ૫



## પદ – ૯૮

સંતો રે સાધનામાં રહીએ, ચંચળ ચિત્ત હોય ડોલતું;
તેને દ્રઢ ગ્રહીએ. ટેક.
ગુરુગમ કુંચી કર ગ્રહી, આપોપુ ન્યાલો;
બોલે દેખે ને સાંભળે, તો આપ સંભાળો. સંતો ... ૧
અકળ અરુપી દેહમાં, જોને તું એવો;
જેણે સરજયો તુંજને, હશે તે પ્રભુ કેવો. સંતો ... ૨
સહુનું બોલ્યું સાંભળે, સર્વેને તે દેખે;
અગણિત જાતિ જીવની, પણ તેહને છે લેખે. સંતો ... ૩
એ પ્રભુ સનમુખ સરવને અદષ્ટે અનાદે;
દિવ્ય ચક્ષુએ દેખીએ, સત્‌ગુરુ પ્રસાદે સંતો ... ૪
અનંત શકિત મહિમા ઘણો, સદ્‌ભુતપણું જેનું;
એક મને એક આસને, ધ્યાન ધરીએ તેનું. સંતો ... ૫
પુરણ પ્રેમે પુજીએ, સાચે દ્દઢ ભાવે;
**છોટમ** એમ ઉપાસતાં, ભવજલમાં ન આવે સંતો ... ૬



## પદ - ૯૯

(રાગ : પચંમ)

સમજીને જોતાં રે સદ્‌ગુરુ જ્ઞાનમાં રે,
અનુભવે અંતર દર્શે આપ;
દઢ થઈ જોતા રે ત્રિકૂટીને ધ્યાનમાં રે,
સહેજે થાયે સોહંગ સોહંગ જાપ ... ટેક.

ઘણાં ઘણાં વાજાં રે ગગનમાં ગરગડે રે,
શંખ ધૂની શરણાઈયોના સાદ;
સુરતની સીડી રે ચતુર પુરુષ ચઢે રે,
મોરલીનો વાજે મનોહર નાદ. સમજીને..૧

ઘન વિના ગાજે રે વાદળ વિના વિજળી રે,
અરણવ ઉછળે આઠે પહોર;
ઝળહળ દીસે રે જયોતિ અતિ નિરમળી રે,
રવિ ચંદ્ર ઠરી રહે એક ઠોર. સમજીને..૨

જોગ કરી જુઓ રે ઓળખવા આપને રે,
નિજ રુપ વિના સર્વનો નાશ;
આપ વડે દીસે રે સર્વ અતિ ભલું રે,
જાણે સહુ તત્ત્વ તણો પ્રકાશ. સમજીને..૩

દેવળ મધ્યે રે જેમ દીપક બળે રે,
હૃદયનું તિમિર ટાળે તેહ;
અખિલ અંધારૂં રે ત્રણ ભુવનનું ટળે રે,
સૂરજને કે જે નહિ સંદેહ. સમજીને..૪

કર્તા હર્તા ભર્તા રે ઈશ્વર એક છે રે,
જેને કોઈ જણે સત્‌ગુરુ બાળ;
અવળ ઉપાસે રે એવા તો અનેક છે રે,
તેને નહિ નિજ કર્તાની ભાળ. સમજીને..૫

કૂટાં કર્મ મૂકી રે ભજો કિરતારને રે,
ભકિત ભાવે સેવો સારાં કર્મ;
સર્વ સમરપો રે સરજનહારને રે,
**છોટમ** ભકત તણો રે ધર્મ. સમજીને...૬



## પદ – ૧૦૦

(રાગ : ધોળ)

હેતે સમરી લે સરજનહાર, ભમે શીદ ભૂલ્યમાં;
સુખ સ્વપ્ન સમુ નિરધાર, ફોગટ જોઈ ફૂલ્યમાં. ટેક.
ક્ષણિક ખેલ ખરેખરો રે, જોતાં જોતાં જાય;
મરણ મહાબળવંત છે રે, દષ્ટ માત્ર અદષ્ટ થાય. ભમે... ૧
એ વેળાની આપદા રે, જોતાં ઉપજે ત્રાસ;
આઘાં કોણ આવી શકે રે, એક પ્રભુ વિના તારી પાસ. ભમે... ૨
સુતદારા કે સંપત્તિ રે, કશું ન આવે કામ;
પરવશ પડશો પ્રાણીયા રે, મૂકી જાશો ધરા ધન ધામ. ભમે... ૩
જોબન ધનના જોરમાં રે, અનીતિ ન કર લગાર;
ઢીલા તે ઢોલ વાગશે રે, પછી છેક થશે તન છાર. ભમે... ૪
કાળ કરાળના વેગમાં રે, જોને અહર્નિશ જાય;
અગણિત જન તન ઉપજે રે, ક્ષણ ક્ષણ સકળને ખાય. ભમે... ૫
હોય તારા હાથમાં રે, જયાં સુધી સહુ સાજ;
ત્યાં સુધી આળસ પરહરિ રે, કાંઈ કરી લેને ઉત્તમ કાજ. ભમે... ૬
આશા અંધારાં ઉલેચતાં રે, સુખે ન સુતો જન;
કોટિક યુગ વતિ ગયા રે, તો એ ભેટયા નહિ ભગવાન. ભમે... ૭
કરુણાસિંધુ કરુણા કરે રે, આપે શુદ્ધ વિચાર;
**જન છોટમ** પ્રભુને ભજી રે, તે તો સુખથી પામે ભવપાર. ભમે... ૮



## પદ – ૧૦૧

(રાગ : ધોળ)

મને મળીઆ શ્રી ગુરુજી કૃપાળ અલખ લક્ષ આપીયો;
જેણે દરશાવી દીનદયાળ, અમર કરી થાપીયો. ... ટેક
સાધનને જયમ સિદ્ધ આંજે, અંજન બુટ્ટી હોય;
તે એક આસન પર રહી રે,
સહુ સૃષ્ટિનું કૌતુક જોય. અલખ..૧
વૃક્ષ રહ્યું જેમ બીજમાં રે, એમ કારજ કારણ માંય;
કર્તા અળગા સર્વથી રે,
ત્યાંથી જાય ન આવે કાંય. અલખ..૨
જે પદ દુર્લભ દેવને રે, શિવ સનકાદિક ધાય;
સત્‌ગુરુ શબ્દ વિચારતાં રે,
જે પ્રોક્ષ તે પ્રતક્ષ જણાય. અલખ..૩
દૂરનું સર્વ નજીક ભાસે રે, દુરબીન નળિકા જંત્ર;
અખિલ જગત એક તત્ત્વમાં રે,
એવો સદ્‌ગુરુનો મહામંત્ર અલખ..૪
પેચ પરાની પારનો રે, સમજે કોઈ ચતુર સુજાણ;
જડ દરશી જાણે નહિ રે,
જે પકડી રહ્યું કોણ પ્રાણ. અલખ..૫
જપ તપ યોગ ઉપાસતાં રે, આત્મા તો નવ જણાય;
**છોટમ** નિજ જાગ્રત વિનારે,
સહુ સ્વપ્ન સમાન ગણાય. અલખ..૬



## પદ – ૧૦૨

(રાગ : ધોળ)

સાચા સત્‌ગુરુ કહીએ સોય, જાગ્રત કરે જનને;
સહુ તત્ત્વોની પાડીને ભિન્ન, કહે ભગવાનને. ટેક.
નિંદ્રા અવિદ્યા પંચ પર્વારે, એ ઘેન માયાનું ઘોર;
શોક મોહ સ્વપ્નાં ઘણાં રે, તેમ ભોગવે કષ્ટ કઠોર. જાગ્રત ... ૧

ગુરુનું જ્ઞાન વિચારે મનમાં, સમજી થાય સચેત,
આત્મા સુઝે આપણો રે, વાધે પરમાત્માં શું હેત. જાગ્રત ... ૨
ગુણાતિત ગુણમાં દેખાડે રે, ઈન્દુ જયમ જળ માંય,
પૂર્ણ પદને પ્રિછવેરે, નહિ દિવસ ને રજનિ જયાંય જાગ્રત ... ૩
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ કહીયે રે, મહા કારણ જે દેહ રે,
તત્ત્વ ગાવે તેહનાં રે, રજ માત્ર ન રાખે સંદેહ. જાગ્રત ... ૪
જાગ્રત સ્વપ્ન સષોપતિ રે, તુરિયાવસ્થા થાય;
સ્થાન માન તેનાં વહે રે, તેથી સાક્ષી અલગ જણાય. જાગ્રત ... ૫
દેવ સકલ રહે દેહમાં રે, તેનો જે જે ઠામે વાસ;
કારજ કારણ પ્રિછવે રે, કરી તત્ત્વોની અકળ તપાસ. જાગ્રત ... ૬
પરા પશ્યંતિ મધ્યમા રે, વૈખરી ઉપજે વાણ;
અક્ષર બાવન એહમાં રે, તેની જુગતે બતાવે જાણ, જાગ્રત ... ૭
અજંપા જયાંથી ઉપજે રે જયાંથી ઉઠે મન;
તત્ત્વમસિ પદ તે સદા રે, અર્થ જાણી લહે ચિદઘન જાગ્રત ... ૮
નિજ આત્માને ઓળખી રે, લહે જગ કિરતાર;
**છોટમ** સાચા ગુરુ મળે રે, તેનો સફળ થાય અવતાર. જાગ્રત ... ૯



## પદ – ૧૦૩

(રાગ : કંકુ છાંટી કંકોતરી)

જી રે શું રે ઉંઘે છે અજ્ઞાનમાં, આવો અવસર એળે જાય;
વળતી તે શું થાય. જાગી જોને જીવડા ... ૧
જી રે જોબન તારું રહેશે જાતું, કાળા ફીટશે સઘળા કેશ;
વળવો થાશે વેશ. જાગી જોને જીવડા ... ૨
જી રે દંતનો અંત જો આવશે, ઢીલો વાગશે તનનો ઢોલ.
બોલશે અર્ધા બોલ. જાગી જોને જીવડા ... ૩
જી રે આંખ્યે તેજ ઓછું થાશે, કર્મ કાને પડે જોને ધાક;
બોલવે દેઈ હાક. જાગી જોને જીવડા ... ૪

જી રે હાથ હેઠે દેઈ ઉઠશો, એમ કરતાં તો પગ અકડાય;
ઝડપે ન ઉઠાય. જાગી જોને જીવડા ... ૫
જી રે જોર જરાનું જોઈ લ્યો, જાતો રહેશે યુવાનીનો રંગ;
કરે કટિ ભંગ. જાગી જોને જીવડા ... ૬
જી રે એવી વેળાની રે આપદા, ત્રાહિ ત્રાહિ ભુવનના નાથ;
ઝાલે કોણ હાથ. જાગી જોને જીવડા ... ૭
જી રે તેરે વેળાએ સગાં તાહ્યરાં, રહેશે કયાંથી પાસે દિનરાત;
જર્જર થાશે જાત્ય. જાગી જોને જીવડા ... ૮
જી રે તારો તમાસો તેવા સમે, કરશે વનિતા સહિત ઉપહાસ;
નાવે પુત્ર પાસ. જાગી જોને જીવડા ... ૯
જી રે એવે સમે તારા અંગનો, કેવો પાળશો શૌચ આચાર;
વિવેક વિચાર. જાગી જોને જીવડા ... ૧૦
જી રે તે સમે સાધન શું થશે, નહિ કહેવાય શામ કે રામ;
ન લેવાય નામ. જાગી જોને જીવડા ... ૧૧
જી રે એવું વિચારીને આજથી, પાણી પહેલી બાંધી લેને પાળ;
સુધર્મને સંભાળ. જાગી જોને જીવડા ... ૧૨
જી રે સત્સંગ સારો તે સત્કથા, તેથી સમજી લે તત્ત્વ વિચાર;
જગત કિરતાર. જાગી જોને જીવડા ... ૧૩
જી રે કુડ કપટ છળ છાંડીએ, પરનિંદા પ્રપંચ ને દ્રોહ;
માયા મદ મોહ . જાગી જોને જીવડા ... ૧૪
જી રે નાસ્તિક ભાવ ન રાખવો, ભજો એક ખરા ભગવાન;
સૃષ્ટિ અનુમાન. જાગી જોને જીવડા ... ૧૫
કારીગર વિના કાજ ન નિપજે, સોની વિના નવ હોય સોના ઘાટ;
વણકાર વિના ન પાટ, જાગી જોને જીવડા .. ૧૬
જી રે જગત કરેું જગદિશનું, એમ નિશ્ચે જાણો નિરધાર;
છે સરજનહાર. જાગી જોને જીવડા ... ૧૭

જી રે એવા પ્રભુજીને આશરે, રહીએ રાખીને વિશ્વાસ;
થાયે દુઃખ નાશ. જાગી જોને જીવડા ... ૧૮
જી રે ભકિત તે સાચા ભાવથી, કરીએ મૂકીને મનમાં વિચાર;
તારે સંસાર. જાગી જોને જીવડા ... ૧૯
ભજ **છોટમ** તું ભગવંતને, એની ભકિતનો અધિક પ્રતાપ;
કરે ગુના માફ. જાગી જોને જીવડા ... ૨૦



## પદ – ૧૦૪

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

ભૂલ્યમાં શું ફરે ભમતો, નફટ નર ભુલ્યમાં શું ફરે ભમતો;
તને જ્ઞાન મારગ નથી ગમતો, નફટ નર ભૂલમાં... ટેક.
દીન દયાળે દેહ દીધો છે, તે સુકૃત સાધન સારું,
અમૃત મૂકી અશન કરે વિષનું,
તેમાં ભલું નથી તારું નફટ ... ૧
નવરો થયો ત્યારે નિંદા ને ચાડી, કે ગંદા ગપોડાં મારે;
એ જીવ તારી જીભ સરપ જેવી,
જો તું અનીતિ ઉચ્ચારે. નફટ ... ૨
દિવ્ય પિતાનાં કારજ દેખી, આંખ ન ખુલે તારી;
સૂર્ય પ્રકાશે ઉલકને ન સૂઝે,
દેખે જે દિશા અંધારી નફટ ... ૩
કાને સૂણે નહિ કર્તાની કીર્તિ કે, શાસ્ત્રના શબ્દ રસાળા;
ફોગટ વાત સૂણે ફળ સુની,
તે સુના સુગરીના માળા. નફટ ... ૪
હાથ વડે ન કર્યું પરમારથ, અનરથ દિન ગયા આખા;
ભુજ તે ભુજંગ ફણા સમ જાણો,
કે સીમળા કેરી શાખા. નફટ ... ૫

પુણ્ય પંથે પગ નવ ચાલે, ને પાપ વિષે પળે પ્રાણી;
દગ્ધ વૃક્ષ સરસા દુનિયામાં,
જન એવું મનમાં લ્યો જાણી. નફટ ... ૬
આવું કહીને વેદ વદે છે, ભ્રષ્ટ બુદ્ધિને ન ભાવે;
દુર્ગુણમાં જે દેહ ગુમાવે,
તે પિંડ પ્રેત સમ કહાવે. નફટ ... ૭
શુદ્ધ ધરમથી સજજન ચાલે, ને તુચ્છ અવિદ્યાને ત્યાગે;
**છોટમ** નીતિને ભકિત નિરંતર,
તે પ્રભુને પ્રિય લાગે. નફટ ... ૮



## પદ – ૧૦૫

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

છે સુપનાની બાજી, જગત સુખ છે સુપનાની બાજી;
રૂડું જાણી થવું નહિ રાજી, જગત સુખ. ... ટેક.
જાગ્રતનું સુખ કે દુઃખ સઘળું, સ્વપ્ન વિષે નથી રહેતું,
સ્વપ્નમાં સુખ દુઃખ જે જે થાય તે,
જાગૃતમા કોઈ નથી લહેતું. જગત ... ૧
મરણ અવસ્થા એ જ પ્રમાણે, જાણ વિના જડ થાશે;
નીતિ અનીતિ તણાં ફળ સઘળાં,
જીવની સાથે જાશે. જગત ... ૨
મુરખ નર તે મરમ ન જાણે, સમણાને સાચુ જાણે
સુત વિત દારા વૈભવ દેખી,
ગરવ અતિશય આણે. જગત ... ૩
હાણ્ય જાણીને રોવા લાગે, હોય લાખ તો હરખે;
ક્ષણ ભંગુર જે ખેલ ખલકનો,
પામર જીવ ન પરખે. જગત ... ૪
સમ બુદ્ધિ રહે સઘળે ઠામે, તે નર સાચા જ્ઞાની;
**છોટમ** સરવ હરિને સમર્પે,
તેને ચિંતા શાની. જગત ... ૫



## પદ – ૧૦૬

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

જાયા તે જરૂર જવાના, જગતમાં જાયા તે જરૂર જવાના;
જેવા હોય વંટોળીયાના વાયા, જગતમાં, ... ટેક

જળના બિંદુ જમાવી પ્રભુએ, કીધી છે ઉત્તમ કાયા;
કર્તાએ કાંય સંકેત કરીને,
મૂકી છે મોહ ને માયા. જગતમાં ... ૧

ઈન્દ્રજાળ જે ઈશ્વર કેરી, અદ્‌ભૂત અગણિત ભાતી;
શા થકી ઉપજે ને શામાં સમે છે,
જોતાં તે નથી જણાતી. જગતમાં ... ૨

હું હું કરીને દે છે હુંકારો, તે તન માને છે મારૂં;
દીપ જયોતિની પેરે બુઝાતાં,
આવી રહે છે અંધારૂં જગતમાં ... ૩

મરણ પછી જવું શરણ કોને, તે હશે કેવા રૂપે;
આત્મા સ્વરુપ જીવતાં ન જોયું,
તે પડિયા ભવકુપે. જગતમાં ... ૪

જયાં લગી સ્વાધિન શરીર તમારે, કરી આપ્યું કિરતારે;
ત્યાં લગી સજજન શાણા હોય તે,
વિમલ વિવેક વિચારે. જગતમાં ... ૫

ભાગ્યવંત નર ઘડી ન ભૂલે, ભજશે પ્રભુને ભાવે;
કહે **છોટમ** તે કાળ ચક્રમાં,
ફરી ફરી નહિ આવે. જગતમાં ... ૬



## પદ - ૧૦૭

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

ભ્રાંતિએ જીવ ભમે છે, સમજ વિના ભ્રાંતિએ જીવ ભમે;
નથી દૈવત તેને નમે છે, સમજ વિના. ... ટેક.
મૂળ વિચાર કરે નહિ મનમાં, આપ ભૂલાયું અજ્ઞાને;
દિગ્ભ્રમ થાય તે અવળુ દેખે,
પૂર્વને પશ્ચિમ માને. સમજ ... ૧
અખિલ લોકના કર્તા ઈશ્વર, કામ અલૌકિક તેનું;
તેને તજીને અવર ઉપાસે,
તુચ્છ જાણપણું તેનું. સમજ ... ૨
ભાસે ભૂત જેમ ભોળા મનુષ્યને, જીવતા જનના જેવું;
દેવ દેવી કે જે જે દીસે તે,
સહુ જાણવું તેવું. સમજ ... ૩
મનમાં રૂપ અનેક થાય છે, તે સહુ જાણવી માયા;
મનનો પ્રકાશક મન થકી અળગો,
તે જાણે જન ડાહ્યા. સમજ... ૪
તત્ત્વ વિચાર તપાસ કરે તો, ભૂલ સરવથા ભાગે;
**જન છોટમ** જગદિશ ભજે તો,
મોહ નિશાથી જાગે. સમજ ... ૫



## પદ - ૧૦૮

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

આયુષ્ય એળે ગુમાવે, મૂરખ શીદ આયુષ્ય એળે ગુમાવે;
ઘડી જાય તે પાછી ન આવે, મૂરખ શીદ. ... ટેક
કર્તાની જોને કારીગરી રે, કોઈથી એવી કયમ થાયે,
શરીર કરી સોંપ્યું તને એની,
કિંમત કોણે અપાયે. મૂરખ ... ૧

એ ઉપકાર ભુલીને ભમતાં, આચરે કર્મ અનિત્ય;
જુઠામાં જન્મ અફળ ગયો પણ,
પ્રભુશું ન કીધી પ્રિત્ય, મૂરખ ... ૨
કુડ કપટ ને છળમાં કળ્યો રે, ના ગમ્યો સાચો સુસંગ;
મેલું મન કરીને પાપી,
રુડો બગાડે રંગ. મૂરખ... ૩
દામ દારા ને દિકરા રે, ધામ ધરાનું ધ્યાન;
કુળ કુટુંબ ને નાત્યનું તારે,
અંગે ઘણું અભિમાન. મૂરખ... ૪
માર ઘણો છે મોતનો રે, તેનો નથી તને ત્રાસ;
ઝડપ આવીને ઝાલશે ત્યારે,
કોય ન આવે પાસ, મૂરખ... ૫
ચેતનહારા ચેતશે રે, જ્ઞાની ગુણી ગંભિર;
બીજાં પશુ દોડે બાપડાં પીવા,
ઝાંઝવા કેરૂ નિર, મૂરખ ... ૬
આવરદા એનો ભલો રે, ધન્ય તેનો અવતાર;
**જન છોટમ** કહે જગતમાં જેણે,
એક ભજયા કિરતાર. મૂરખ... ૭



## પદ – ૧૦૯

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

સમજણ સાધન સાચું, સરવ થકી સમજણ સાધન સાચું;
બિન સમજણ કરે તે કાચું, સરવ થકી ... ટેક.
કાષ્ટને મથતાં અગ્નિ પ્રગટે, તા ન પડે જો ટાઢો;
દૂધમાં જામણ સમજીને નાખે,
તો દહીં મથી માખણ કાઢો. સરવ... ૧
રજ્જુને ઠામે ભૂજંગ ભાસે તે, સમજે સકળ ભય ભાગે;
સ્વપ્ન વિષે જે સિંહ ડરાવે છે,
ભય ન પામે જે જાગે. સરવ... ૨

શુદ્ધ સમજ એ અંતર ચક્ષુ તે, ગુરુગમે ઉઘડે જયારે;
આપનું આપને રુપ પ્રભુનું, જાણે યથારથ ત્યારે. સરવ... ૩
સન્મૂખ સ્વધામ સમજે તેને, અણ સમજાુને આઘે;
કર્મ કરે ને કાયને કષ્ટે, તેણે ભરમ નવ ભાગે. સરવ... ૪
સાગર ગોપદ તુલ્ય છે તેને, ગગન ગુંજાવત થાય;
**જન છોટમ** એ સમસ્યા જાણે, જો ગુરુહાથ સહાય. સરવ... ૫



## પદ - ૧૧૦

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

ગુરુ વિના મરમ ન જાણે, કોઈ જન ગુરુ વિના મરમ ન જાણે;
કર્તા જાણવા કયા ઠેકાણે, કોઈ જન ગુરુ ... ટેક
બાવન અક્ષર માણસ બોલે, કળ એ ભરી છે કોણે;
જીવ દેહમાં રહીને વદે પણ,
પ્રભુ રચના ન પ્રમાણે. કોઈ ... ૧
ઔષધ સઘળાં ગાંધીના ઘરમાં, તે વૈદ્ય વિના મરે રોગે,
દાટેલું ધન પણ ગુરુ વિના ઘરનું,
કેમ પડે ઉપભોગે કોઈ ... ૨
મહા સિંધુમાં નૌકા મૂકે, મરમી પાર ઉતારે;
ભેદ લહ્યા વિના ભૂલો ભમે તે,
શ્રમ કરી સર્વે હારે. કોઈ ... ૩
અરક વિના સઘળે અંધારૂં, પાસ પડયું ના સૂઝે;
**જન છોટમ** ગુરુ જ્ઞાન મળે તો,
પ્રગટ પ્રભુને બુઝે. કોઈ... ૪



## પદ - ૧૧૧

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

કર સંત સંગતિ સાચી, જીવડા તું કર સંત સંગતિ સાચી;
દુરિજનની સંગતિ કાચી, જીવડા તું કર ટેક.
સદ્‌ગુણ સાગર અતિ નયનાગર, બુદ્ધિ ઉજાગર જેની;
જ્ઞાન વિવેક ભકિત રસ ભરીયો, તું પ્રીતિ કર તેની જીવ...૧

કપટી કુટિલ કઠોર કુકર્મિ, કાગ સમા જે પ્રાણી;
એવા નરની સંગતિ કરતાં, હોય ધરમની હાણી. જીવ...૨
અતિ અગાધ ભવસાગર ભરીયો, કોય તરે કેમ હાથે;
ડૂબતા જનની બાંહે વળગે, તે ડૂબે તેની સાથે. જીવ...૩
નીતિ નાવને સજજન મરમી, તેને શરણે જાશે;
કહે **છોટમ** હરિ કરુણા જેને, તે પારંગત થાશે. જીવ...૪



## પદ - ૧૧૨

(રાગ : નાથ કેસે ગજકો બંધ છોડાયો)

જો ગુરુ વચન વિચારી, જીવડા તું જો ગુરુ વચન વિચારી;
શઠ શું બેઠો છે હારી, જીવડા તું જો ટેક.
હરદમ હરિનું નામ સમરતાં, શું બેસે છે નાણું;
મોહ માયાના મત્સર મૂરખ, ખોયું ઉત્તમ ટાણું. જીવ...૧
હોંશથી કુકર્મ કરતો હીંડે, નીતિ અનીતિ ન સૂઝે;
અઘરો દંડ અખિલ કર્તાનો, તે તુજને નવ સૂઝે. જીવ...૨
પૈસા રળતાં પાપ રળે છે, ધન દાટે છે ધૂળે;
પરલોકે ભોગવવું પડશે, રડી રડી ચઢશો શૂળે જીવ...૩
હજુએ દેહ હાથમાં તારે, જો ચેતે તો સારું;
**કહે છોટમ** કર દીપ જ્ઞાનનો, તો ટળશે અંધારૂં. જીવ...૪



## પદ - ૧૧૩

(રાગ : તું તો હરિ ભજ વિલંબ ન કર રે, લાડકડા મનુવા)

તું તો પ્રભુ પદ પકંજ ભજ રે, ભૂલેલા ભમરા;
બીજી તુચ્છ વાસના તજ રે, ભૂલેલા ભમરા ... ટેક
વિશ્વ વાડી બહુ રંગની રે, આવી તને અનુકૂળ;
ડાળ પાંખડે તું ભમે તને.
તેનું ના લાધ્યું મૂળ રે. ભૂલેલા ... ૧

આંખ્ય અનોપમ તારી રે, ડોળા પચીસ હજાર;
ખટપદને બે પાંખડી સારી,
સૂંઢ તારી અણીદાર રે. ભુલેલા ... ૨

નવ તત્ત્વ તું નીપનોરે, લેવા સરવનો સાર;
ભકિત મધુર રસ પરહરિ,
સારા લાગ્યા વિષય વિકાર રે. ભુલેલા... ૩

ગુણગુણ કરી શું ગણગણે રે, લે ને ગુણાતિત લક્ષ;
ગુણને તો કાળ ગળી જશે,
જુદો જાણજે ગુણનો પક્ષરે. ભુલેલા... ૪

એક ઘડી આનંદમાં રે, જો ન ધરે હરિ ધ્યાન;
તે જન પામર જાણવા,
જેવા સુવર કાગ ને શ્વાન રે. ભુલેલા ... ૫

આખો દિવસ એળે ખુવે રે, ના કરે તત્ત્વ વિચાર
જ્ઞાન પ્રકાશ ગમે નહિ તે તો,
ઘુવડ જેવા ગમાર રે. ભુલેલા ... ૬

સત્‌ગુરુ સાચા શોધજે રે, ઓળખવા અવિનાશ;
**છોટમ** સરજનહારને એ તો,
પ્રગટ બતાવે પાસ રે. ભુલેલા ... ૭



## પદ – ૧૧૪

(રાગ : તું તો હરિ ભજ વિલંબ ન કર રે, લાડકડા મનુવા)

તું તો શુદ્ધ વિચારે વળ્ય રે, હરિજલના હંસા;
ગુરુ માન સરોવર મળ્ય રે, હરિજલના હંસા ... ટેક.

કાગની સંગતિ તેં કરી રે કાળો થયો છે રંગ;
મળ તજી મોતીને જો ભખે, તારુ ઉજજવળ થઈ જાય અંગરે.
હરિજલના.... ૧

હંસલો હંસને શોધતો રે,
લેવા પ્રભુનું જ્ઞાન;
સંસાર સર ઉપર ઘણા દીઠા,
બગલાને ધરતા ધ્યાન રે હરિજલના... ૨
ઉપર દીસે ઉજળા રે, વિધ વિધ ધારે વેશ;
ભાવિક હંસ ભૂલો પડયો,
લીધો એ ગુરુનો ઉપદેશ રે હરિજલના.. ૩
કોટિક કલ્પ વીતિ ગયા રે, ભમતા ભવની માંહિ;
કર્તાએ જો કરુણા કરી,
મળ્યા હંસ રુપે ગુરુ તાંહિ રે. હરિજલના...૪
સોહં હંસ બતાવીયો રે, ચૈતન સાગર તીર;
**છોટમ** અનુભવ મોતીયાં ખાતાં,
થઈ ગયું શુદ્ધ શરીર રે. હરિજલના...૫



## પદ - ૧૧૫

(રાગ : તું તો હરિ ભજ વિલંબ ન કર રે, લાડકડા મનુવા)

તારુ ખેતર હરણાં ખાય રે, જંજાળી જનુવા;
તે તો ફળવંત કયાંથી થાય રે, જંજાળી જનુવા ... ટેક
પાંચ હરણ પરિબળ ઘણા રે, બીજા વળી દશબાર;
ચોવીસ હરણીના સંગમાં રહ્યા,
ત્રણ મોટા કાળીઆર રે. જંજાળી ... ૧
પહેલી તો ખાધી શેરડી રે, વળી તે દાડમ દ્રાક્ષ;
કેળ તણા કટકા કર્યા પછી,
રળવાની રહી રાખ. જંજાળી ... ૨

જો જાણે તો જાગજે રે, ધરમ ધનુષ્ય કર ધાર્ય;

ગોફણ લેજે જ્ઞાનની,

ગુરુ બોધ બંદુકે માર્ય રે. જંજાળી...૩

ધિરજ રાખીને ઘર થકી રે, ખેપથી ક્ષેત્ર સંભાળ;

આપ ઉગારી આપણું કહે છે,

છોટમ પ્રભુ ભણી વાળ રે. જંજાળી... ૪



## પદ – ૧૧૬

(રાગ : તું તો હરિ ભજ વિલંબ ન કર રે, લાડકડા મનુવા)

તું તો મન રુપી મૃગ વશ કર રે, ગુણવંતા જ્ઞાની;

તેથી આત્મ કસ્તુરી ઉધર રે, ગુણવંતા જ્ઞાની ... ટેક.

એ મૃગની નાભિ વિષે રે, પ્રણવ કસ્તુરી સાર;

વિશ્વમાં ફોરે છે વાસના પણ,

એ નથી લેતો લગાર રે. ગુણવંતા ... ૧

દોદશ શોધે દોડતો રે, વિષયારણ્ય મોઝાર;

તેને વશ કરવા તને દીધાં,

શ્રી ગુરુએ હથિયાર રે. ગુણવંતા ... ૨

સાતે સ્વરથી સોહામણું રે જનમાં, અનાહત જંત્ર,

ઉત્તમ નાદ એમાં વસે છે,

એ મૃગ આકર્ષણ મંત્ર રે. ગુણવંતા ... ૩

નાદે મોહ્યો મરગલો રે, આવીને આધિન થાય;

ભાન ભૂલે ભમવા તણું જેથી,

જરી આઘો નવ જાય રે. ગુણવંતા ... ૪

મન મૃગ વશ જયારે બને રે, ત્યારે પ્રભુ વશ થાય;

પાપ તાપ ત્યારે ટળે,

કહે **છોટમ** સુખીયો થાય રે. ગુણવંતા ... ૫

## પદ - ૧૧૭

(રાગ : હો મનવા શ્રી હરિ શરણે રહેજે)

હો મનવા ભજન ભરોસે રહેજે,
અવર ઉપાસના પરહરિ, ગુરુ જ્ઞાન હૃદયમાં ગ્રહેજે ટેક.
વિચરે વિપુ વ્યવહારમાંરે, સુરત પરાની પાર;
આવરણમાં અટકે નહિ, નિજ પ્રભુ સાથે એકતાર. હો મનવા. ૧
ચકોર દેખે ચંદ્રનેરે, ચિત્ત ન ચોરે લગાર;
અમૃત આવે ચાંચમાં, તેથી બળતા ભખે અંગાર. હો મનવા. ૨
અંબુજ અરકને જોઈનેરે, ખીલે સરોવર માંય;
સમરથની સુરતા થકી, જળ પત્રે ન પરસે કાંય. હો મનવા. ૩
કુંજડી પ્રસવે ઈંડલાંરે, જનની વિદેશે જાય;
સુરતે સેવાયે સહેજમાં, તેની પ્રિતે પરંદાં થાય. હો મનવા. ૪
સાગર કેરી છીપની રે, સુરત સ્વાતિ ઘન સંગ;
આતુર થઈ ગ્રહે અધરથી, તેમાં ઉપજે મોતીનાં નંગ. હો મનવા. ૫
નરમાદા મોતી તણી રે, સાચો સ્નેહ કહેવાય;
નરને વિદેશે વાપરે પણ, માદાથી અલગ ન થાય. હો મનવા. ૬
એમ સુરત સર્જનાર શું રે, રસ બસ થઈ રહે લીન;
પલક ન જાય પિયુ વિના, જેવો મહાજળ કેરો મીન. હો મનવા. ૭
લક્ષ લાગ્યો નવ વિસરે રે, હરદમ હાલ હંમેશ;
**જન છોટમ** ધન્ય તેહને, જેનો એવો ભકિતનો વેશ. હો મનવા. ૮



## પદ - ૧૧૮

(રાગ : ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો)

ધર્મ વિચારોરે ઘર થકી, તજી કપટ તમામ;
પડતાં ધારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ. ધર્મ .... ૧
કર્તાએ સૃષ્ટિ પ્રથમ કરી, રચી સ્થિરચર જાત;
મોટો બનાવ્યો રે માનવી, વિશ્વમાં જે ધર્મ .... ૨

નાયક નરને સરજીયો, આપ્યું જ્ઞાન વિશેષ;
વાણી આપી શબ્દ બોલવા, દીધો હિત ઉપદેશ. ધર્મ .... ૩
ચરણ આપ્યા દેવે ચાલવા, ગ્રહેવાને હાથ;
ધણીએ તો રાખવા ધારણે, સોંપ્યો ધર્મ તે સાથ. ધર્મ .... ૪
હિતનાં વચન આદિ દેવનાં, તેનું નામ છે વેદ;
અવળે ચાલે અધર્મ બને, અંતે થાય ઉછેદ. ધર્મ .... ૫
સત્ય દયા તપ શૌચ છે, પગ ધર્મના ચાર,
જેના હૃદયમાં એ રહ્યા, ઉત્તમ તેનો આચાર. ધર્મ .... ૬
ચાર ચરણ છે અધર્મના, વહેમ મદને કુસંગ;
અનરથ પેસે જો અંગમાં, કરે ધર્મનો ભંગ. ધર્મ .... ૭
સત્ય વસે જો શરીરમાં, સુઝે સાચો વિચાર;
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કિરતાર. ધર્મ .... ૮
શશી વિના જેવી શર્વરી, વિના દિપક ધામ;
સત્ય વિના એમ જાણવો, નર દેહ નકામ, ધર્મ .... ૯
સત્ય વાળો નર સર્વને, લાગે વહાલો વિશેષ,
પ્રીતિ પ્રતીતિ કરે સહુ, શોભાવે નિજ દેશ. ધર્મ .... ૧૦
અતિ મહિમા સારી આબરૂ, પામે સાચા સુજાણ;
યશ બહુ વાધે જકતમાં, કરે વિશ્વ વખાણ. ધર્મ .... ૧૧
રાખે ભરોસો ભૂપતિ, ભારે સોંપે ભંડાર;
સાચાને મળવા સહેલ છે, પ્રભુ સરજનહાર. ધર્મ .... ૧૨
સાચ વસે જો શરીરમાં, પ્રાણી હોય પવિત્ર;
સદ્‌ગુણ સઘળા સાચમાં, માને માનવ મિત્ર. ધર્મ .... ૧૩
જીવ ઉપર દયા જેહને, ટાળે દીનનાં દુઃખ;
તન ધન ને વાણી વડે, આપે સર્વને સુખ. ધર્મ .... ૧૪
ઈચ્છે ભલુ અંતર વિષે, કરવા સહુનું કલ્યાણ;
અવગુણના ઘરે ઉર વિષે, દયા તે જ પ્રમાણ. ધર્મ .... ૧૫

દેહ ધરી દુનિયા વિષે, ઈચ્છે પર ઉપકાર;
સફળ જન્મ તે જન તણો, તેના સફળ વિચાર. ધર્મ .... ૧૬
જપ તપ સાધને શું થયું, દયા જો નવ હોય;
દાનવ જેવો દેવને, પ્રિય લાગે ન કોય. ધર્મ .... ૧૭
પંથ પ્રપંચી તેહનો, દયા જેમાં ન લેશ;
દંભી ફરે દુનિયા વિષે, કરે જીવને કલેશ, ધર્મ .... ૧૮
નિર્બળ દેખી ઘણાને નડે, એવા અધમ અપાર;
નરકે પડે નર તે સદા, મારે જમડાઓ માર. ધર્મ .... ૧૯
કષ્ટ સહે ધર્મ પાળતાં, તપ તેનું તે નામ;
બીજા તો દંભ અનેક છે, તેણે સુધરે ન કામ. ધર્મ .... ૨૦
તપ કરી તન દઢ જે કરે, જીતે ઈંદ્રિ ને પ્રાણ;
મન વશ રાખે પોતાતણું, હોય ચતુર સુજાણ. ધર્મ .... ૨૧
સુખ દુઃખ સમ કરીને ગણે, સમ હરખ ન શોક
ધીરજ ધર્મ ચૂકે નહિ, એવા નર કોક. ધર્મ .... ૨૨
શૌચ ક્રિયા સઘળી કરી, રાખે શુદ્ધ શરીર;
મેલ ધુવે પછી મન તણો, જ્ઞાન નિરથી વિર. ધર્મ .... ૨૩
એવો ધર્મ ઉરમાં ધરે, પ્રાણી તેહ પવિત્ર;
સફળ જીવન આ જકતમાં, ચારુ તેનાં ચારિત્ર ધર્મ .... ૨૪
વેદ વચન થકી ધર્મને, પંથે ચાલશે જેહ;
**છોટમ** પ્રભુને જે ભજે, તરશે ભવજળ તેહ. ધર્મ .... ૨૫



## પદ – ૧૧૯

(રાગ : જે કોઈ પ્રેમી અંશ અવતરે)

પ્રભુ તજી પાપ મારગે ચઢે, તેહને નેષ્ટ પનોતિ નડે ટેક
સઘળા ગ્રહ તેને સંતાપે, પૂરણ પીડા પડે;
ભૂત પ્રેત વૈતાળ વીરાગણ, અધમ શાકણી અડે. તેહને ૦૧

પ્રભુના ભજન વિના મહાપાતક, તે નાશે શા વડે;
જમ કિંકર તે પાપી જનશું, વેર કરીને વઢે. તેહને ૦૨
કરુણાસિંધુ કર્તા ભૂલી, અવર ઠામ આથડે;
સ્વપ્નમાં તેને સુખ ન મળે, રાંક થઈ તે રડે. તેહને ૦૩
યમના દૂતો તેના તનની, છાલ ઉખાડી છડે;
પ્રભુના ભજન વિના પ્રાણીનો, ઘાટ ઘણા થઈ ઘડે. તેહને ૦૪
શ્વાસ ઉશ્વાસે પ્રભુને સમરે, અનહદ નોબત ગડે;
**જન છોટમ** કહે સહુ જખ મારે, ભકિત વિષે જો ભડે. તેહને ૦૫



## પદ – ૧૨૦

(રાગ : જે કોઈ પ્રેમી અંશ અવતરે)

રે શું સમજયો વૈષ્ણવ થઈ, અવિદ્યા જો અળગી નવ ગઈ ... ટેક
જ્ઞાન વૈરાગ ગમે નહિ ગાતાં, રાસ કથાના રસીયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખસીયા. રે શું ૦૧
તન મન ધન દારા ઘર તારું, કર્તાને સમર્પણ કીધું;
પાપકર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું, રે શું ૦૨
હિંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઈ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી. રે શું ૦૩
જરને લોભે જુઠ્ઠા સોગન, ખાતાં પણ નથી બીતા;
જુઠ્ઠી સાક્ષ જાય પુરવા, ઝટ ઉપાડે ગીતા રે શું ૦૪
છાપ તિલક તાણીને અંગે, મંડળીઓમાં મહાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાંકનાં ઘર ઘાલે. રે શું ૦૫
એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારું ફાકે;
ઉપર ચોખ્ખા અંતર મેલા, પરધન હરવા ધારે. રે શું ૦૬
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતિનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવુ. રે શું ૦૭
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે **છોટમ** પરપંચી મારગ, જાણો સર્વે કાચો. રે શું ૦૮



## પદ – ૧૨૧

(રાગ : જે કોઈ પ્રેમી અંશ અવતરે)

કુમતિ તે કયમ ટળે, જીવની કુમતિ તે કયમ ટળે ... ટેક
પાપ કરે પામર બહુ પેરે, પશુ બરાબર પળે;
પર નિંદ પરપંચ અવિદ્યા, રાત્રિ દિવસ એ રળે. જીવની ૦૧
સત્ય મારગે જે જન ચાલે, તેને જોઈને બળે;
સજજન મૂકી નરતા નરના, ટોળામાં જઈ ભળે. જીવની ૦૨
સદ્દગુરુની કિંમન નહિ તેને, છટકેલા ગુરુ છળે;
ભ્રાન્તિ વેગની વાતો સૂણતાં, અવળે મારગ વળે જીવની ૦૩
વાકય જાળમાં વિંટાળા તે, અજ્ઞાને આફળે;
જકત ચરાચર જેણે સરજયું, તે કર્તા નવ કળે. જીવની ૦૪
સદ્દગુરૂનો ઉપદેશ ન માને, જે ડૂબ્યા ભવજળે;
અનુભવ નાવ વિના કહે છોટમ, કયમ તરશે નિજ બળે. જીવની ૦૫



## પદ – ૧૨૨

(રાગ : બન જા હરિદાસા હરિદાસા)

જીવડા જો જાગી જો જાગી, તારો અવસર જાય અભાગી ટેક.
ચક્ર કરાળ કાળનું જોને, સહુને શિર છે ભમતું;
જન્મ્યા તેને ઝડપી લે છે, દેહ ધારીને દમતું. જીવડા ૦૧
નિષ્ફળ કર્મ નિરંતર કરતાં, ખોયું ઉત્તમ ટાણું;
ઈશ્વરને ઓળખી નવ લીધા, પાથરતાં વાયુ વહાણું. જીવડા ૦૨
બાળકુમાર યુવાની બગડી, વૃદ્ધપણું વણસાવ્યું;
સરજનહારનું સમરણ તે તો, અંતરમાં નવ આવ્યું. જીવડા ૦૩
સદ્દ આચરણ પ્રભુની સેવા, આદર ન કર્યો એવો;
ધીક્ ધીક્ નરનો દેહ ધર્યો, પણ જીવ જનાવર જેવો. જીવડા ૦૪
નાશવંત સંસારિક સુખને, સત્ય લહીને સુતો;
પલક એકમાં કાળ પકડશે, હું તો થશે ન હું તો જીવડા ૦૫
જો ચેતે તો ચેતી લેજે, ભલા સમયમાં ભાઈ;
કહે **છોટમ** શુદ્ધ ભાવ ધરીને, લેજે હરિગુણ ગાઈ. જીવડા ૦૬



## પદ - ૧૨૩

(રાગ : સામેરી-મેવાડો)

કિંચિત કુસંગે રે, બોધ તો બગડે ઘણો રે,
પ્રતક્ષ તેનું છે પરમાણ;
મણ દૂધમાંહે રે, છાંટો પડે છાશનો રે,
વળતી તેનાં બીજાં થાય વખાણ. કિંચિત ૦૧
અલ્પ અનાચારે રે, નળને કળી નડયો રે,
દ્યુતે દીધો પાંડવને વનવાસ;
અસાધુને સંગે રે, આવી પડે આપદા રે,
વિષ જેમ કરે વિપુનો વિનાસ. કિંચિત ૦૨
ગંગાજળના ઘટને રે, મૂકે મદિરા વિષે રે,
પછી તેને કોય ન માને પવિત્ર;
પુશ્ચલીની સંગે રે, પળે જો પતિવ્રતા રે,
ચારુ તેના કોય ન ગાય ચરિત્ર. કિંચિત ૦૩
સરો કોઈ સજજન રે, ચાલે સંગે ચોરને રે,
પાપીને પ્રસંગે પકડયો જાય;
ગાય સારી કોઈ દિન રે, હરાયા સાથે હળે રે,
બિચારીને ગળે ડેરો બંધાય. કિંચિત ૦૪
બ્રહ્મચારી ભૂલે રે ભેટે કોઈ ભામની રે,
નિયમ તેનો સઘળો નિષ્ફળ જાય;
સંન્યાસીને સોનું રે, અડે જયારે અંગમાં રે,
વૃથા વેશધારી સમો કહેવાય. કિંચિત ૦૫
વૈરાગી વનિતામાં રે, જઈ ભેળો વસે રે,
બાવાની તો બુદ્ધિનો થાય બગાડ;
ભ્રષ્ટ થાય યોગી રે ભોગી ભેળો જો ભળે રે,
ઝેરે જેમ જાય સમુળું ઝાડ કિંચિત ૦૬

બુદ્ધિને બગાડે રે, નિંદા ચાલે લોકમાં રે,
કહેવાય તેનું નામ કુસંગ;
અફીણ પીએ એદિ રે, ઝોકાં ખાય જાગતાં રે,
રહે નહિ સારો શરીરનો રંગ. કિંચિત ૦૭
તે માટે તપાસી રે, તન મનથી તજો રે,
ભજો એક ભકત વત્સલ ભગવંત;
**છોટમ** સંગ કરીયે રે, સાચા સુજન તણો રે,
જે મળે જ્ઞાની ઘણા ગુણવંત. કિંચિત ૦૮



## પદ - ૧૨૪

(રાગ : પ્રેમ મગનમાં રાજી પ્રભુજી મારો)

જુઠ્ઠામાં જન્મ ગુમાવ્યો રે, જીવડાં તેં જુઠ્ઠામાં જન્મ ગુમાવ્યો .. ટેક.
કૂડાં કર્મની કરણી કરીને, દુર્ગતિ દામ કમાયો,
જગત ચરાચર જેણે રચ્યું છે,
તે પ્રભુ ગુણના ગાયો. જીવડા ૦૧
વિષય વિકારમાં મન કર્યુ મેલું, મોહમાયાએ વાહ્યો;
આનંદ કંદનું રુપ હૃદયમાં;
ધ્યાન કરીને ન ધાયો. જીવડા ૦૨
મનુષ્ય દેહ મહા મોંઘો સર્વથી, પુરણ પુન્યે પાયો;
એવો અધમ તેં ખોયો ખોટામાં,
કાળને હાથે ખપાયો. જીવડા ૦૩
નીતિ ને જ્ઞાનની નિર્મળ ગંગામાં, સંત સંગે જે ન્હાયો;
કહે **છોટમ** જેણે પાતક ધોયાં,
તે તો સર્વ થકી ડાહ્યો. જીવડા ૦૪



## પદ - ૧૨૫

(રાગ : પ્રેમ મગનમાં રાજી પ્રભુજી મારો)

જીવતાં આપ ન જાણ્યું, મૂરખ તેં જીવતાં આપ ન જાણ્યું ટેક.
મુવા પછી તો થાશે અંધારૂં, પતિપદ રહેશે અજાણ્યું;
ભવમાંહે તું રહેશે ભટકતો, ગુરુજ્ઞાન તેં ન પ્રમાણ્યું. મૂરખ ૦૧
હું હું કરે તે કોણ તું કહેને, પ્રભુપદ તેં ન પિછાણ્યું;
અવિનાશી ઈશ્વરને ભૂલી, નાશી સુખ બહુ માણ્યું. મૂરખ ૦૨
વેદ ધર્મથી વિછડો પડીને, પંથીનું માન વખાણ્યું;
કપટી ગુરુની કહેણી સૂણીને, ખોટું મત તે તાણ્યું. મૂરખ ૦૩
ચૈતન રુપ તું પોતાનું ભૂલ્યો, જડનું અહંપદ આણ્યું;
ગુરુનું જ્ઞાન તારે હૃદયે ન આવ્યું, હરિ ધનને નવ નાણ્યું. મૂરખ ૦૪
જે ચેત્યા તે ઘરથી ચેત્યા, ગુરુથી પતિપદ જાણ્યું;
કહે **છોટમ** જગકર્તા જાણી, મહા મુકિત સુખ માણ્યું. મૂરખ ૦૫



## પદ - ૧૨૬

(રાગ : કોણ સમાના એ કામની...)

ઓ અણસમજુ જંતુઓ, ભરમેં કયાં ભટકો;
અવિનાશીને ઓળખો, શું નાશીમાં અટકો. ઓ ... ૧
દિવ્ય પિતા જે આપણા, કર્તા સુખકારી;
એ પ્રભુ દીન દયાળને, કયમ મૂકયા વિસારી. ઓ ... ૨
દેહ અમૂલખ તાહરો, જોને પાણીનો કરીયો;
એવા કારીગર કોણ છે, ભલો પવનનો ભરીયો ઓ ... ૩
પંચ વિષય પ્રભુએ રચ્યા, છટ્ટી મન વરતિ;
તેનો ભોગી આતમા, આણ્ય તેની ફરતી. ઓ ... ૪
શબ્દ આવે છે બહારથી, કર્ણભેરીમાં વાગે;
એ કર્તાની અકળ કળા, ઉઘેલા જાગે. ઓ ... ૫
સ્પર્શ વિષય જાણે ત્વચા, તે અંગે તારે;
એ કરણી કિરતારને, તું કયમ ન સંભારે. ઓ ... ૬

નેત્ર કર્યા અતિ નિર્મળાં, રૂપ જોવાને જેણે;<br>
તેના રક્ષણ કારણે, કરી પાપણ્યો તેણે. ઓ ... ૭<br>
જીભમાંહે જુક્તિ ઘણી, કરી સરજન શાણે;<br>
સ્વાદ જણાવે સર્વના, બોલ બહાર આણે. ઓ ... ૮<br>
પરિમલ સર્વે પરખવા, કરી નાશા કેવી;<br>
શ્વાસ ઉશ્વાસની કળ ભરી, કોને આવડે એવી. ઓ ... ૯<br>
બુદ્ધિ રચી બહુ જાણવા, તેનું પરિબળ મોટું;<br>
શીખે કળાઓ તે વડે, ચાલે નહિ ખોટું. ઓ ... ૧૦<br>
એવું અચરજ અતિ ઘણું, સહુ દેહમાં કીધું;<br>
ફટ ફટ મૂર્ખા માનવો, તેનું નામ ન લીધું ઓ ... ૧૧<br>
સુખદાતા સર્વેશ જે, કરુણામય કહાવે;<br>
કહે **છોટમ** માટે સહુ, ભજો પ્રભુને ભાવે. ઓ ... ૧૨



## પદ – ૧૨૭

(રાગ : કોણ સમાના એ કામની...)

નથી રે અજાણ્યું નાથનું, જે છે અંતરયામી;<br>
તું નથી લહેતો તેહને, એતો તુંજમાં ખામી. નથી ... ૧<br>
વ્યાપક સઘળા વિશ્વમાં, જોને શક્તિ છે જેની;<br>
અણું એ અજાણ્યુ નવ રહે, અદ્ભુત ગતિ એની. નથી ... ૨<br>
વિજળી કેરા તારમાં, વાત જાય છે વહેલી;<br>
જાણ શક્તિ જગદીશને, જણવે કરતાં પહેલી. નથી ... ૩<br>
જીવનદોરી સર્વે જીવની, જગદીશને હાથે;<br>
પ્રાણીમાત્રના પિંડની, જાણ્ય સઘળી સાથે. નથી ... ૪<br>
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;<br>
સહુના મનનું શ્રીહરિ, પરખે એજ પ્રમાણે. નથી ... ૫<br>
જ્ઞાન ઈન્દ્રિય અને મન વડે, કૃત્ય જે જે કરવું;<br>
માઠું કરતાં મન વિષે, ઈશ્વરથી ડરવું. નથી ... ૬

પ્રાણી તણા પુણ્ય પાપનું, જેના હાથમાં પાનું;
સાક્ષી સર્વે કર્મનો, તેથી કેમ રહે છાનું. નથી ... ૭
હુકમ હરિનો શિર ધરી, કામ સઘળાં કરીએ;
**છોટમ** તેની કૃપા થકી, ભવસાગર તરીએ. નથી ... ૮



## પદ – ૧૨૮

(રાગ : કોણ સમાના એ કામની...)

ઓ ભૂલેલા ભાવિજનો, સાચા પ્રભુને સંભારો;
તુરત કૂટિલ મારગ તજીને,
ઝાલો મારગ સારો. ઓ ભૂલેલા ૦૧
અખિલ જગત કરતારની, જુગતી નવ જાણી;
વિષયી જનના વિહારની,
બહુ વાતો વખાણી... ઓ ભૂલેલા ૦૨
અગણિત ઈંડ જેણે રચી, નિરાધાર જ રાખ્યાં;
તે પ્રભુને જાણ્યા નહિ,
ચાવેલાં ચાખ્યાં, ઓ ભૂલેલા ૦૩
પવન તેજ પેદા કર્યુ, પૃથ્વી ને પાણી;
સકલ પદારથ સરજીયાં,
એવી વેદની વાણી. ઓ ભૂલેલા ૦૪
અદભૂત સંકેત કલ્પના, કૌશલપણું જેનું;
કોટી કવિ ન કરી શકે,
વડું વર્ણન તેનું. ઓ ભૂલેલા ૦૫
જ્ઞાન અપાર જણાવીયું, સરજીને જન જાતિ;
એક થકી અન્ય ઉપજે,
ભલી દેખાય ભાતિ. ઓ ભૂલેલા ૦૬
એક એક જાતિમાં જુઓ, સંકેત છે એવો;
અંડજ કેરો અંડથી,
પ્રાણી નિપજે કેવો. ઓ ભૂલેલા ૦૭

ચાંચ ચરણ પરપિંડના, અંગ દેખાય ન્યારા;
ચાલે તે ચેતન થઈ,
ધન્ય જગત કરનારા. ઓ ભૂલેલા ૦૮
સ્થિર ચર જાતિમાં ઘણુ, અદ્‌ભૂતતા ભાસે;
યથા યોગ્ય કર્તા કરે,
તેવું કોનાથી થાશે. ઓ ભૂલેલા ૦૯
રવિ શશી જલધર સરજિયા, સહુને સુખ દેવા;
ભક્ષ્ય રચ્યાં જેણે ભૂમિમાં,
કરો તેની સેવા. ઓ ભૂલેલા૦ ૧૦
રક્ષણ કરવા દેહનુ, શકિત સહુને આપી;
દેવ દયાળ આકાશમાં,
રહ્યા છે પુરણ વ્યાપી. ઓ ભૂલેલા૦ ૧૧
કોટિક પાપ પ્રલય કરે, એવા નામનો નામી;
તે ઈશ્વરને ઓળખો,
સચરાચર સ્વામી. ઓ ભૂલેલા ૦ ૧૨
સદ્ ચિદ્ આનંદનો નિધિ, અજન્મા અવિનાશી;
**જન છોટમ** શુદ્ધ ભાવથી,
થાઓ તેના ઉપાસી. ઓ ભૂલેલા ૦ ૧૩



## પદ – ૧૨૯

(રાગ : ચાબખા)

ખલકમાં ખોટા ગુરુ થઈ ફરે, અવિદ્યા સેવકની કયમ હરે ટેક.
વેદ વિરુદ્ધ વચનો બોલે, દોષ થકી નવ ડરે;
કલ્પિત કર્મ કરાવે સહુને, અવગુણ અદકા ભરે. ખલકમાં... ૧
તન મન ધન સેવકન હરવા, કપટ નિરંતર કરે;
ઉપનિષદનો અર્થ ન જાણે, મત તાણીને મરે. ખલકમાં... ૨
ચોરી જારી જુઠ્ઠ અનીતિ, અધમ કર્મ આચરે;
પરમારથનો પંથ તજે તે ભવજળમાં કયમ તરે. ખલકમાં... ૩
કર્તા પ્રભુને કોય ન માને, ધ્યાન પ્રેતનું ધરે;
કહે **છોટમ** એવા ગુરુ ભજતાં, અર્થ કશો ના સરે. ખલકમાં... ૪



## પદ - ૧૩૦

(રાગ : ચાબખા)

પૃથ્વી પાખંડે ખાધી રે, સત્યની શોધ નહિ લાધી રે. ટેક.

મહા અભિમાન મટે નહિ, મનથી માને હું મોટો.

પરપંચ પરધન હરવાનો, ખેલ કરે ખોટો રે. પૃથ્વી ... ૧

ધર્મ ધ્યાનની વાત ન માને, ગુરુ થઈને ગાજે;

ઓથે રહીને અનરથ કરતાં, લંપટ નવ લાજે રે. પૃથ્વી ... ૨

પ્રભુનું નામ ધરીને કહે છે, હું ઈશ્વર આપે;

એક રોમ નિપજે નહિ એથી દુઃખ દેહનાં કાપે. પૃથ્વી ... ૩

વેદ શાસ્ત્રની વાત ન જાણે, કહે મોટા જ્ઞાની;

કહે **છોટમ** ઠગ ગુરુથી થઈ છે, ધર્મ તણી હાની. પૃથ્વી ... ૪



## પદ - ૧૩૧

(રાગ : ચાબખા)

જોને જાગી જીવ અભાગી શું નિદ્રામાં ઘોરે છે;

ષટ્ શત્રુ છે તારી સાથે, ધર્મ રુપી ધન ચોરે છે. ... ૧

ઉંઘેલાને સ્વપ્ન અવનવાં, શોક મોહ સંતાપ ઘણો;

જાગેલાને જન્મ ન ધરવો, ભકત તેહ ભગવંત તણો. ... ૨

ઉંઘેલાને આંખ ન ઉઘડે, ઘેરી લે છે ઘેન ઘણું;

અખિલ લોકમાં ઉદય અર્કનો, તેજ ન દેખે તેજ તણું. ... ૩

નિંદ્રા નાગણ સહુને ડરાવા, અંતરમાંહી પ્રવેશ કરે;

સત્ ગુરુ લક્ષે જે જન જાગે, તત્ક્ષણ તેનું ઝેર હરે. ... ૪

અજ્ઞાન નિંદ્રા કાળણી છે, દેહ ધારી સહુને દમતી;

**છોટમ** જેને ધ્યાન ધણીનું, તેથી રહે અળગી ભમતી. ... ૫



## પદ – ૧૩૨

(રાગ : ચાબખા)

કાળ તણા ભયથી સહુ કંપે, નર કહી જાશે નાસીને;
અખિલ લોક પર અમલ એનો, ભય બ્રહ્માંડ નિવાસીને. ... ૧
સંસાર વૃક્ષ વેદમાં વખાણ્યું, અવ્યકત મૂળ કહ્યું એનું;
ત્રણ અંકુર ત્રિગુણી શાખા, જગ્ત સકલ પ્રસર્યુ તેનુ. ... ૨
ચૌદ માળમાં ડાળ એહનાં, પત્ર પુષ્પ ફળ નિત્ય ફળે;
તે સર્વે છે ભક્ષ્ય કાળનું, સર્વ સમુળુ તરત ગળે. ... ૩
લોક સમેત લોક પતિ કંપે, અવર જીવને કોણ ગણે;
નામ રુપ ગણ જયાં લગ દીસે, તે સર્વેને કાળ હણે. ... ૪
સદ્ગુરુ સાચા જેને મળશે, અચળ અભયપદ આપે;
કહે **છોટમ** જયાં કાળ ન પહોચે, એ પ્રભુપદમાં તે સ્થાપે. ... ૫



## પદ – ૧૩૩

(રાગ : ગરબી)

સાંભળ રે મન સાર તણો કહુ સાર જો,
માણસ તનુ છે મુકિતનું દ્વાર જો;
તે માટે તું કર ને તત્ત્વ વિચાર જો,
આવરદા તારો રે એળે જાય છે. ... ૧
જોબન તારું જેવો રંગ પતંગ જો,
ઉડી જાશે નહિ રે આવે ઢંગ જો;
જો જાણું તો કર સત્ગુરુનો સંગ છે,
શા માટે ખોટામાં ખોટી થાય છે. ... ૨
કોણ દેહને તું તે કોનો અંશ જો,
સાંખ્ય યોગથી જાણી લેને વંશ જો;
કાગ મટીને થઈ રે હરિનો હંસ જો,
ક્ષીર નિર નિવેડો ત્યારે થશે. ... ૩
પ્રથમ વિચારી જોને તારું તન જો,
રજ વીરજથી થયું છે રતન જો;
જઠરા માંહે હરિયે કર્યુ જતન જો,
પ્રભુને ભજતાં રે દુઃખ સર્વે જશે. ... ૪

દેહ કર તુંજને દીધો કિરતાર જો,
પંચભુત દશ ઈન્દ્રિ ને નવ દ્વાર જો;
સુખને કાજે કર્મ કરે અપાર જો,
મરવું ને અવતરવું ફરવુ ફરી ફરી. ... ૫
પુષ્ય પાપના ફળથી સુખદુઃખ થાય જો,
તે ભોગવવા સ્વર્ગે નરકે જાય જો;
ઉચ નીચનો દેહ ધરી અફળાય જો,
કોઈ કાળે તું બેઠો નહિ રે ઠરી ઠરી. ... ૬
માન મૂકીને સત્‌ગુરુ શરણે જાશે જો,
સાચો મારગ તન મન વચને સહાશે જો;
ધ્યાન કરીને નિજ કર્તાને ધાશે જો,
મહા વિદ્યાથી કર્મ ભાર સહેજે સમે. ... ૭
પ્રથમ વિચારી જુઓ પોતાનું આપ જો,
કર્તા પ્રભુનો રાખો શિર પર થાપ જો;
પુરણ પ્રેમે જપશો ચૈતન જાપ જો,
**જન છોટમ** તે જગજીવન માંહે રમે. ... ૮



## પદ – ૧૩૪

(રાગ : ગરબી)

વારું છું મનડા રે તુંજને વળી વળી,
સત્‌ગુરુની શિખામણ સારી માનજો;
ભજન ત્યજીને ભવસાગરમાં શું ભમે,
ધર ન કર્તા પરમેશ્વરનું ધ્યાન જો. વારું ... ૧
સુખ દુઃખનું કારણ રે મન તું છે સદા,
પાપ પુણ્યને બંધ મોક્ષ તું જ હાથ જો;
સુખને અર્થે સાધન તું સાધે ઘણાં,
કર્મ શુભાશુભ આવે તારી સાથ જો. વારું ... ૨

અણ સમજે તું અવળાં સાધન આચરે,
તેણે તારા ના ટળે ગૂઢ વિકાર જો;
દેખાદેખી તિરથ વ્રત ઝાઝાં કરે,
એથી તુંજને વાધે છે અહંકાર જો. વારું ... ૩
સર્વ તજીને ભજને સરજનહારને,
તેથી તારું નિર્મળ થાશે અંગ જો;
સત્‌ગુરુને શબ્દે રે સુરતા રાખને,
કરજે સાચા સજજન કેરો સંગ જો. વારું ... ૪
ધ્યાન ધરીને જગત ઘણીને જો મળે,
ભકિત રસથી ભાગે સર્વ વિકાર જો;
જ્ઞાન થતાં તું તો ચૈતનમય થઈ જશે,
**છોટમ** બહુ વિધ ધરશે નહિ અવતાર વારું ... ૫



## પદ – ૧૩૫

(રાગ : ગરબી)

જગ કર્તા જગદિશ્વરને આરાધિએ,
અનંત શકિતવંતા છે અવિનાશ જો;
પાલન પોષણ કરે નિરંતર વિશ્વનું,
માટે વિશ્વંભર છે પૂર્ણ પ્રકાશ જો. જગકર્તા ૦૧
શકિતવંતા સરજે સહુ સંસારને,
પાળે પોષે વળી કરે સંહાર જો;
ધારીને રાખે રે સઘળા વ્યોમમાં,
અવનિ સરખાં અગણિત ઈંડ અપાર જો. જગકર્તા ૦૨
યથા યોગ્ય રચના છે દીન દયાળની,
વેદ શાસ્ત્રમાં મહિમા કહ્યો અભંગ જો;
વૃક્ષ તણી રચના તે વિધવિધની કરી,
તેમાં રચિયા રૂડા બહુ વિધ રંગ જો. જગકર્તા ૦૩

સ્વાદ રચ્યા છે બહુધા ફળને ફૂલમાં,
મધુ હરવાની શકિત મધુકર માંય જો;
મધપુડાને રચે અનોપમ મક્ષિકા,
ઘણી ચાતુરી દેખો તેના માંય જો. જગકર્તા ૦૪
તૃણનું સુંદર વેસ્મ બનાવે સુઘરી,
તેવી શકિત એ જ વિષે નિરધાર જો;
જુકિત જળચર જાતિ માંહે જે કરી,
વિવિધ રૂપ ગુણ રંગ અને આકાર જો; જગકર્તા ૦૫
મુકતાફળ હંસ તણી ચાંચે ગળે,
ન્યારાં કરે ક્ષીર ને નિર જો;
અવિનાશીએ સરજી છે બહુ શકિતઓ,
તેને વિરલા જન જાણે જે વિર જો; જગકર્તા ૦૬
કીટ જુવોને કોશીટો કેવો કરે,
કરોળિયો તે કરે અલૌકિક ધામ જો;
જુદી મૂકી સર્વ જીવમાં ચાતુરી,
કારીગર થઈ કરે અનોપમ કામ જો. જગકર્તા ૦૭
પશુ પંખી ને દાનવ માનવ દેવતા,
જળચર થળચર નભચર જે કહેવાય જો,
સર્વમાં શકિત તો છે જગદિશની,
**જન છોટમ** તે કર્તાના યશ ગાય જો. જગકર્તા ૦૮



## પદ – ૧૩૬

(રાગ : ધોળ)

સાર જડે સદ્‌ગ્રંથનો સત્‌સંગમાં,
જગકર્તાનું રુપ જણાય ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૧
પાર જડે સહુ પંથનો સત્‌સંગમાં,
એક ઈશ્વર નિશ્ચય થાય ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૨

તોલે જડે સહુ તત્ત્વનો સત્સંગમાં,
ભાસે સ્થાવર જંગમ ભેદ ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૩
લક્ષ લહે ચૈતનનો સતસંગમાં,
સાચો સમજાયે સૂક્ષ્મવેદ ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૪
સ્થુલ સૂક્ષ્મ દેહ જાણીએ સત્સંગમાં,
પછી કારણદેહ જણાય ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૫
મહાકારણ માયા લહે સત્સંગમાં,
પ્રભુ પરમકારણ પરખાય ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૬
પરા પશ્યંતિ ને મધ્યમા સત્સંગમાં,
હોય વૈખરી વાણી વિલાસ ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૭
અખિલ ભુવનમાં આત્મા સત્સંગમાં,
પોતે જાણે પોતાની પાસ ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૮
સત્કુવેર કરુણા કરે સત્સંગમાં,
પછી દરશાવે દિવ્ય સ્વરૂપ ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૯
**છોટમ** સુખ પામે ઘણું સત્સંગમાં,
વાધે અનુભવ પરમ અનુપ ઉલટ ધરી અંગમાં. સાર જડે ... ૧૦



## પદ - ૧૩૭

(રાગ : ધોળ)

વૈરાટરુપી વૃક્ષ છે મન પંખીઆ, .... ટેક.
એનાં દશ વિધિ ફેલ્યાં ડાળ, જોને મન પંખીઆ ૦૧
ડાળે ડાળે તું ભમે મન પંખીયા,
નથી મૂળ તણી સંભાળ, જોને મન પંખીઆ ૦૨
મોહનો માળો તેં કર્યો મન પંખીઆ,
આવી વળગી અવિદ્યા વેલ. જોને મન પંખીઆ ૦૩
કાળ પારધિ આવશે મન પંખીઆ,
તારો ખોટો થાશે સહુ ખેલ. જોને મન પંખીઆ ૦૪

ઉડ ઉડ ચિદ્ આકાશમાં મન પંખીઆ,
જહાં કાળ તણું નહિ જોર, જોને મન પંખીઆ ૦૫
જો પડશો ભવ પાશમાં મન પંખીઆ,
લેશે લૂંટી મદાદિક ચોર, જોને મન પંખીઆ ૦૬
ચેતી શકે તો ચેતજે મન પંખીઆ,
કર હરિ ગુરુ સાથે હેત. જોને મન પંખીઆ ૦૭
**છોટમ**ના પ્રભુ જે ભજે મન પંખીઆ;
તેને તારે કુટુંબ સમેત. જોને મન પંખીઆ ૦૮



## પદ – ૧૩૮

(રાગ : ધોળ)

જી રે માતા ભલી રે મદાલસા, પ્રેમે પુત્રોને પોખ્યું છે જ્ઞાન;
ટાળ્યું અભિમાન. હેતે ગાયાં હાલરડાં ૦૧
અરે કુંવર રુવે શા કારણે ? તું છે શુદ્ધ ચિદાનંદ ધામ;
કલ્પ્યું અહુણાં નામ. હેતે ગાયાં હાલરડાં ૦૨
નથી જન્મ મરણ સુત તારૂ રે,
કહેવા માત્ર તું ભૂપ કુમાર. એ ભુત વિકાર હેતે ૦૩
ગુણ વિકલ્પ વિવિધ પ્રકારના, પંચભૂતોના ઈંદ્રિયો માંય;
વિષય સહુ ત્યાંય. હેતે ગાયાં હાલરડાં ૦૪
આતો દેહ લોષ્ટ સમતોલ છે,
એતો ન હોય તારું સ્વરુપ એ તો ચિદ્રૂપ. હેત ૦૫
અન્ન ઉદકનું પોષણ આપતાં, વધે દિન દિન સઘળે દેહ.
ઘટે વળી તેહ હેતે ગાયાં હાલરડાં ૦૬
હોય ભુત તે તાજાં ને દૂબળાં, નથી તારે તો વૃદ્ધિ ને હાણ;
નિશ્ચય કરી જાણ. હેતે ગાયાં હાલરડાં ૦૭
તારો દેહ જાણે જેવી કાંચળી, તેને મૂઢ માને નિજ આપ;
તેણે પુણ્ય પાપ. હેતે ગાયાં હાલરડાં ૦૮

કરે કર્મ શુભાશુભ એ વડે, મદ મોહ મહા દ્રઢ બંધ,
તજે નહિ અંધ. હેતે ગાયાં હાલરડાં ૦૯
કોણ તાત વળી સુત કોણ છે,
કોણ માતા ને વનિતા છે કોણ, જૂઠુ સહુ જાણ. હેતે ૦૧૦
કોણ આપ વળી કોણ પર છે,
એ તો દીસે છે પાંચે ભુત, દીસે તૂતે તૂત. હેતે ૦૧૧
દુઃખ રુપ અંતે સહુ ભોગ છે, તેને માની લે છે સુખ મૂઢ;
પછી દુઃખ પ્રૌઢ. હેતે ગાયાં હાલરડાં ૦૧૨
સુખ સુંદરીનું પણ તુચ્છ છે, મળ મૂત્રને મળનું ગેહ;
અધમ અતિ દેહ. હેતે ગાયાં હાલરડાં ૦૧૩
જી રે વાહન જેવો આ દેહ છે, તેમાં અજર પુરુષ આરુઢ;
ગુણાતિત ગૂઢ. હેત ગાયાં હાલરડાં ૦ ૧૪
મિથ્યા જીવ માને તન માહ્યરૂં, જેમ શ્કટ તળે જાય શ્વાન;
આણે અભિમાન. હેત ગાયાં હાલરડાં ૦ ૧૫
કહે **છોટમ** ધન્ય એ માતને, જેણે ચેતાવીઆ સુત ચાર;
થયા ભવપાર. હેત ગાયાં હાલરડાં ૦૧૬



## પદ – ૧૩૯

(રાગ : ધોળ)

જીવ વેપારી વાણિયો રે, જુઓ જીવ વેપારી વાણિયો;
આનંદપુર પોતાનું ભૂલી રે, ફરે ચોરાસી ખાણિયો રે ... ટેક
પાંચાલ દેશમાં પ્રિતથી પેઠો રે,
તિરમાં ડેરો તાણિયો રે. જુઓ ... ૧
ખટ વાણોતર ખોળીને લીધા રે,
આપે ભરોસો આણિયો રે. જુઓ ... ૨
મળ્યો દલાલ એક દુર્મતિ એને રે,
જુઠ્ઠાનો ભેદ ન જાણિયો રે. જુઓ ... ૩

વહેમ કુસંગની મળી વખારો રે,
બાનું આપીને માલ લાણિયો રે. જુઓ ... ૪
કૂડાં કર્મના કોથળા ભારે રે.
પાપી થયો છે પ્રાણિયો રે. જુઓ ... ૫
વિષય વિકારનાં વહાણ ભરીને,
અરધે દરિયે માલ આણિયો રે જુઓ ... ૬
વમળ પડેલું વહાણ ફરે છે,
જેમ ઘાંચીની ઘાણિયો રે. જુઓ ... ૭
ચિંતા ને શોકનાં વાદળ ચઢિયાં રે,
તૃષ્ણાની લહેરે તાણિયો રે. જુઓ ... ૮
ભેદભ્રમવા રુપી ભમરા વળે છે,
કથે કર્મની કહાણિયો રે. જુઓ ... ૯
ઉતરવાનો આરો ન સૂઝે રે,
ગુરુ ઉપદેશ ન જાણિયો રે. જુઓ ... ૧૦
અજ્ઞાન રુપી થયું અંધારૂં,
એકે ન સૂઝે એંધાણિયો રે. જુઓ ... ૧૧
અનેક દેવનું કરે આરાધન,
હાથે વેઠે ઘણી હાણિયો રે. જુઓ ... ૧૨
સત શબ્દનું સુકાન ભૂલ્યો રે,
ભવસાગરમાં ભૂલાણિયો રે. જુઓ ... ૧૩
એક નાવ ભાંગ્યુ ત્યારે બીજામાં બેઠો,
એમ અનેકમાં ઠાણિયો રે. જુઓ ... ૧૪
જયાં જયાં જાય ત્યાં કર્મ કરે છે,
યમના દૂત દે છે દાણિયો રે. જુઓ ... ૧૫
ખરા વિચારના ખારવા મળિયા રે,
એણે તે આરે આરિયો રે. જુઓ ... ૧૬

કોટિ કલેશમાં કહી જુકિત ત્યારે,
નરદેહ નાવ પ્રમાણિયો રે. જુઓ ... ૧૭
પાપના ભાર કાળા પાણીમાં નાંખ્યા રે,
સુકર્મનો સઢ તાણિયો રે. જુઓ ... ૧૮
જ્ઞાન દિવાકર ઉગ્યો જયારે રે,
જગ કર્તા પ્રભુ જાણિયો રે. જુઓ ... ૧૯
લાખેણો લ્હાવ હરિ ભકિતમાં લીધો રે,
**છોટમ** મહાપદ માણિયો રે. જુઓ ... ૨૦



## પદ – ૧૪૦
(રાગ : ગરબી)

ધારિયે ધારિયે ધારિયે રે, પ્રભુ ધ્યાન હૃદયમાં ધારિયે ... ટેક.
મનુષ્યા દેહ મહા મોંઘો પદારથ રે,
હાથે કરી નવ હારિયે રે. પ્રભુ ... ૧
સાચો ધર્મ સત્ગુરુ સમજાવે રે,
તન મન ધન ત્યાં વારિયે રે. પ્રભુ ... ૨
ચોરી જારી ને ચાડી ન કરીએ રે,
જીવતા જીવ ન મારિયે રે. પ્રભુ ... ૩
પાપી પુરુષની પાસે ના રહીએ રે,
તત્ત્વ વિચાર વિચારીયે રે. પ્રભુ ... ૪
ભાવે ભાવે ઘણા ગ્રંથ ભણીયે રે,
કાજ પોતાનું સારિયે રે. પ્રભુ ... ૫
વિષય વિલાસમાં વહ્યા ન જઈએ રે,
મનમાંથી મોહ મારિયે રે. પ્રભુ ... ૬
ભૂંડા વિચાર મનમાંથી ભગાવિયે રે,
ઠીક ઠેકાણે ઠારિયે રે, પ્રભુ ... ૭
પરમગુરુનો ઉપદેશ લઈને રે,
એક પલક ન વિસારિયે રે. પ્રભુ ... ૮

ભવસાગર મહા મોટા ભયંકર રે,
તેમાંથી આપને તારિયે રે. પ્રભુ ... ૯
ગંગા ને યમુના વચ્ચે રહીને રે,
અમર મંત્ર ઉચ્ચરિયે રે, પ્રભુ ... ૧૦
**છોટમ** સર્વ પ્રભુને સોંપિયે રે,
સઘળી જન્મ સુધારિયે રે. પ્રભુ ... ૧૧



## પદ – ૧૪૧

(રાગ : નાથ કેસે ગજકો....)

શ્રી હરિ સાથે એવો, સંબંધ મારે શ્રી હરિ સાથે એવો;
જેમ નેત્ર ને દિનકર જેવો, સંબંધ મારે શ્રી હરિ. ... ટેક.
જે જે શબ્દ થાય જે જે ઠામે, તે કર્ણ ભેરીમાં વાગે;
તેનો સંબંધ છે તેની સંગાથે,
સમજે ને સારું લાગે... સંબંધ ... ૧
સરસ નરસ જે ગંધ હોય તે, પવનની પેરે રેલો આવે;
તેનો સંબંધ નાશિકાની સાથે,
હોય ભલો તે ભાવે. સંબંધ ... ૨
કંચનનો કસ જેવી કસોટી, અડતામાં આપ જણાવે;
રસનાએ રસનો સંબંધ રહ્યો છે;
તે સ્વાદના ગુણને ગણાવે. સંબંધ ... ૩
સંબંધ ચરમને સ્પર્શ સંગાથે, તે જુગતે યથારથ જાણે;
એમ દેહમાં અદભૂત રચના,
કરી કિરતાર શયાણે. સંબંધ ... ૪
સકળ ઈંદ્રિયોની સ્નાયુઓ સઘળી, સોંપી છે મનને હાથે;
માટે સંબંધ ઈંદ્રિયોને મનનો,
સરવ કામ કરે સાથે. સંબંધ ... ૫
મૂળ પ્રકૃતિ દેહની સાથે, એકમેક રહી છે એવી;
**છોટમ** સરજનહાર સંગાથે,
તું કર પ્રીતિ તેવી. સંબંધ ... ૬

## પદ - ૧૪૨

(રાગ : નાથ કેસે ગજકો....)

સુઝ વિના અંધારુ, સકલ ઘટ સુઝ વિના અંધારું;
તું તો રુપ લહે નહિ તારું, સકલ ઘટ ... ટેક
અરક તેજથી આંખો ઉઘડે, દુનિયાને તે દેખે;
સુજ વિના સારું ને નરતું, સહુ સરખુ કરી લેખે. સકલ ...૧
અદકી ઓછી સુજ સરવને, આપી છે કિરતારે;
ઝાઝી સુજે સઘળે જીતે, હોય ઓછી તે હારે. સકલ ...૨
સ્થાવર જંગમ જીવ સરવમાં, સુજ પદારથ મોટું;
ઉત્તમ સુજે અતિ સુખ પામે, અધમ સહે દુઃખ ખોટું. સકલ ...૩
પરમ દયાળ પ્રભુની કરુણા, જેના ઉપર જેવી;
કહે **છોટમ** તેના ઉર માંહે, સુજ ઉપજે તેવી. સકલ ...૪



## પદ - ૧૪૩

(રાગ : તેં તો ઘાટમાં ઘર કીધું વાલમ વરણાગીયા રે)

તું તો ન્યારો રહીને ખેલે છે, નારાયણા રે. તું તો.
તારી ઈચ્છા તેજ માયા, તેમાં સઘળા ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણ, તુજમાં દીસે ઘણા રે. તું તો ... ૧
પાણી પવનનો પિંડ બનાવે, તેમાં ચૈતન તારું આવે;
તું જ ડહાપણ જોતામાં, કાંઈ નહિ મણા રે. તું તો ... ૨
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરે છે;
તેમ તારા કરમાં, સરવેના તાંતણા રે. તું તો ... ૩
એક કળે સહુ જગત હલાવે, ચમક દષ્ટિ જેમ લોહ ચલાવે;
ઈચ્છા જ્ઞાન ક્રિયાદિન ગુણ, તારા સોહામણા રે. તું તો ... ૪
તું ખેલે છે બાજી તારી, જાણી ન શકે બુદ્ધિ મારી;
**છોટમ** તુજને જોતાં ભાગે, ભ્રમણા રે. તું તો ... ૫



## પદ – ૧૪૪

(રાગ : તેં તો ઘાટમાં ઘર કીધું વાલમ વરણાગીયા રે)

કાયા છે તો નિશદિન કર, સમરણ કિરતારનું રે. ટેક.

જતન કર્યુ જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;

એણે કામ કર્યુ છે, અતિ ઉપકારનું રે. કાયા ... ૧

પ્રસવ થતાં પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;

તેણે કારજ સીધું, તારા આહારનું રે કાયા ... ૨

દાંત દીધા છે ચરવણ ચરવા, અન્ન સરજીયું ઉદર ભરવા;

કર દીધા કારજ કરવા, વ્યવહારનું રે. કાયા ... ૩

કાન નેત્ર કીધાં છે કેવાં, અંગ અમૂલ્યક સરવે એવાં;

વળી મોટું મન કીધું, વિવિધ વિચારનું રે. કાયા ... ૪

એ ઉપકાર અપાર વિસારી, તું અવળો ચાલે અવિચારી;

મત્સર મા કર, દુઃખ છે યમના મારનું રે. કાયા ... ૫

સુર દુર્લભ માનુષ તનુ પામી, લંપટ ન થવું લુણ હરામી;

**છોટમ** શરણ ગ્રહી લે, સરજનહારનું રે. કાયા ... ૬



## પદ – ૧૪૫

(રાગ : પ્રભુ તને પ્રસન્ન તે કેમ...)

એ પ્રભુપદના રે અધિકારી,

જેની સરવે રીતી સારી, એ પ્રભુ ... ટેક.

શુભ ઈચ્છાએ સઘળે વરતે, મન ઈન્દ્રિની કાયા,

નીતિ નિપુણ સુજન આ જગમાં,

ધન્ય જનની એ જાયા. એ પ્રભુ ... ૧

ઈશ્વરની આજ્ઞાથી ઉલટાં, કર્મ નથી આચરતા;

માલિકને જે માઠું લાગે, તે ભયથી રહે ડરતા. એ પ્રભુ ... ૨

નેત્ર કર્ણ ને હાથ ચરણ, એ સરજયા સરજનહારે;
સજ્જન સુધરમ સાધન સાધી, આત્માને ઉદ્ધારે. એ પ્રભુ ... ૩
સારા ગુણથી જે સુધરેલા, સજજન કેરે સંગે;
પ્રભુ યશ તેને પ્રિય લાગે, આનંદ અંગ ઉમંગે. એ પ્રભુ ... ૩
નિંદિત કામ ગમે નહિ તેને, નિરખી આઘા નાસે;
દુર્જન દુષ્ટ ઘાતકી પાપી, પળ ન રહે પાસે. એ પ્રભુ ... ૪
મૂરખ સાથે મન ના મળે, મહા જ્ઞાનીને માને;
કુડ કપટ ને કથની કોઈની, તે નવ ભાવે કાને. એ પ્રભુ ... ૫
નિયમ નિરંનર સત્ સંગતિને, ચિત્તથી ચતુર ન ચૂકે;
વિશ્વ તણા કરતારની ભકિત, તન મનથી નવ મૂકે. એ પ્રભુ ... ૬
વિદ્યા વિનય વિવેક વિચારે, અનુભવ અર્ક પ્રકાશે;
અંતરમાં જે ચોર અવિદ્યા, તરત તેહથી નાશે. એ પ્રભુ ... ૭
પ્રકટયું જ્ઞાન પદારથ જેણે, જડ ને ચૈતન્ય જોયું;
ઈશ્વરનું ઓળખાણ પડયું ને, ધ્યાને પાતક ધોયું. એ પ્રભુ ... ૮
વહેમ જાળની મટી વેદના, ઠરિયું મન નિજ ઠામે;
કહે **છોટમ** નિપજે નર એવા, તે પ્રભુ પદને પામે. એ પ્રભુ ... ૯



## પદ - ૧૪૬
(રાગ :પ્રભુ તને પ્રસન્ન તે કેમ...)

પ્રભુ તને પ્રસન્ન તે એમ થાયે, જો તું સાચો મારગ સાયે. ટેક.
એક ટેક ગુરુ વચન પાળીને, સેવા સમરણ કરીએ;
ગુણવંતા થઈ હરિ ગુણ ગાતાં, કોય થકી નવ ડરીએ. પ્રભુ ... ૧
કુળ કુટુંબ ને સગાં સહોદર, સરવે સ્વારથ સારું;
અંત સમે કોઈ કામ ન આવે, ભજન કરે તે વારું પ્રભુ ... ૨
ઉપર શુદ્ધિ થાય સ્નાનથી, મન શુદ્ધ થાય જ્ઞાને;
બાહ્યભ્યંતર રહે નિરમલો, કરતા પ્રભુને ધ્યાને પ્રભુ ... ૩

ભુખ્યા જનને ભોજન દેવું, તરસ્યા જનને પાણી;
કોઈ પ્રાણીને દુઃખ ન દેવું, અંશ પ્રભુના જાણી. પ્રભુ ... ૪
સાચા સ્નેહી હોય હરિના, તેને સંગે રહીયે,
પરપંચી પાખંડી જનમાં, કહે **છોટમ** નવ જઈએ. પ્રભુ ... ૫



## પદ – ૧૪૭

(રાગ : રાતલડી કેની સંગે જાગ્યા...)

જીવડા જોને તું આપ વિચારી,
ભુલ્યો શઠ શી ગતિ થાશે તારી. ટેક.
ગર્વમાં થઈને ફરે છે ઘેલો, પાપનાં કર્મ કરે છે. પહેલો;
મોહ મદમાંહી થયે મન મેલો. જીવ ૦ ૧
ધર્મને પંથે નથી પગ ધરતો, અનીતિ અન્યાય અધર્મ આચરતો;
ધણીના ભય થકી શે નથી ડરતો. જીવ ૦ ૨
ફોગટ સુખમાંહી ફરે ફૂલ્યો, ભાગ્યાના હીણા પ્રભુને શું ભૂલ્યો;
દેહ રુપી રત્ન અમૂલક ડૂલ્યો. જીવ ૦ ૩
કાળની ફોજ સદાય ફરે છે, પળે પળે આયુષ્ય તારું હરે છે;
દોષના કોષ ભરી મરે છે. જીવ ૦ ૪
છકેલા જાશે સર્વને છોડી, જોતાં યમ નાખશે મુંડી મરોડી;
રુડા તન કેરી થાશે રાખોડી. જીવ ૦ ૫
વાવેલાં સર્વે વેગરવાં પડશે, કઉચ વાવે કદળી તે કયાંથી નિવડશે,
ઝેરમાંથી અમૃત તે કેમ જડશે. જીવ ૦ ૬
સૂર્ય સુત રાજા જીવને માથે, મુવા પછી જાય પાપી તેને હાથે;
કઠણ છે જીતી જવું તેની સાથે. જીવ ૦ ૭
પાધરા ચાલો પાપ ન કરશો, ઈશ્વરની આજ્ઞાઓ જો અનુસરશો;
**છોટમ** પ્રભુ શરણ ગયે ભવ તરશો. જીવ ૦ ૮

## પદ – ૧૪૮

(રાગ : હો મનવા શ્રી હરિ શરણે રહેજે)

હો મન ભમરા ભજન તજી શું ભમે છે,
પ્રભુપદ પંકજ પરહરિ, તને ભંગુર ભોગ ગમે છે. ટેક
વિશ્વવાડી કરતારની રે, કલ્પિત કારમું કામ;
ઉપજયા પછી લય થાય છે,
તેનું ન જડે રુપ કે નામ. હો મન ... ૧
બરાસની મરતી બની રે, અભ્ર ધહેશનો રંગ;
જોતાં જોતાંમાં જાય છે,
તેમા નહિ કોઈ કોઈનો સંગ હો મન ... ૨
આપણી આંખ્યૌ આગળ રે, શૂરા સુજાણ શ્રીમંત;
મરદ ઉડી ગયા ગરદમાં જે,
બહુ યોદ્ધા બળવંત હો મન ... ૩
ભૂમિ ઉપર થયા ભૂપતિ રે, જગત હુકમમાં હાજર;
વૈભવવાળા વિશ્વમાં તે,
વહી ગયા વહેતે પૂર. હો મન ... ૪
ગજ ઘોડા રથ સાહ્યબી રે, ધામ ધરા પરિવાર;
પળ એકમાં મૂકે પડતું એવો,
મૃત્યુનો મોટો માર. હો મન ... ૫
ધન મદ જોબન કેફમાં રે, ગર્વ કરે તે ગમાર;
પુષ્પની સજજાએ પોઢયા એવા,
છત્રપતિ થઈ ગયા છાર. હો મન ... ૬
સહુના શિર ઉપર ફરે રે, કાળનું ચક્ર કરાળ,
અંધ ન લહે અજ્ઞાનમાં,
જેની ફડકે ત્રિલોકને ફાળ. હો મન ... ૭
જાવું સરવને જરૂર છે રે, સમરને સરજનહાર;
જો દિવસે ઘર ના જડશું,
તેને આગળ છે અંધકાર હો મન ... ૮

**છોટમ** એવું જાણીને રે, ભજ સમરથ ભગવંત;
પ્રભુ ના ભજયા પરલે ગયા,
જેવા ચોમાસાના જંત. હો મન ... ૯



## પદ – ૧૪૯

(રાગ : હરિ ભજન થકી)

દેશી હંસો, વાતલડી સાંભળજો આપણા દેશની;
જો આવો તો પિડા સહુ મટશે રે બહુ પરદેશની. ટેક
છે ગગન વિષે પ્રભુ વિશ્વપતિ, સહુ સરજે તેજ અગાધ ગતિ;
ઓળખે જન હોય વિશાળ મતિ. દેશી .... ૧
નવ ભાસે રવિ શશી અગ્નિ વડે, ગુરુગમથી તેનો માર્ગ જડે;
ત્યાં પહોંચે તે પાછો ન પડે. દેશી .... ૨
ત્યાં જરા મરણ ભય શોક નથી, એમ વેદ વેદાંતે વાત કથી;
તેને જાણો જન શિદ મરો મથી. દેશી .... ૩
તેને અવય કે આકાર નહિ, છે ચેતન રુપી દેવ સહી;
સહુને સંભાળે ગગન રહી. દેશી .... ૪
એનું અહી પોષણ આવે છે, માટે જગજીવન કહાવે છે;
એમાં યોગી મન લાવે છે. દેશી .... ૫
તેને જાણે તે જ ખરા ડાહ્યા, જગમાં વેત્તા જે કહેવાયા;
કહે **છોટમ** ધન્ય ધરી કાયા. દેશી .... ૬



## પદ – ૧૫૦

(રાગ : બિહાગ)

ભકિતહીણાનો ભાર, ભૂમિ પર ભકિતહીણાનો ભાર. ટેક
મનુષ્ય દેહ તે મિથ્યા તેનો, જો ન ભજે કિરતાર;
જે ડુંડે અંગારો ઉપનો,
તે જાર થઈ ગઈ છાર. ભૂમિ પર ... ૧

માતા પિતા ગુરુ સંતની સેવા, ના કરે પર ઉપકાર;
વિદ્યા વિનય વિવેક ન આવે,
તે મંદ મતિ ગમાર. ભૂમિ ' ૨ ... ૨

અંતર કપટ અવિદ્યા ન તજે, ઉપર રાખે આચાર;
દાન દયા ને સત્ય શીલ ન સાધે,
તે પશુનો અવતાર. ભૂમિ પર ... ૩

સરજનહારના ગુણ ન ઉચ્ચારે ને, બીજું બકે છે અપાર;
છોટમ તે નર ખર થકી ખોટા,
નહી અડવા અધિકાર. ભૂમિ પર ... ૪



## પદ – ૧૫૧

(રાગ : ધોળ)

કાયા છે તારી કારમી, જોને જીવડા,
અરે એનો તે શો ઈતબાર. જાગી જોને જીવડા. ટેક

વાયુના જેવો વંટોળિયો, જોને જીવડા,
ધુમે ઘડી એક ગગન મોઝાર, જાગી ... ૧

અભ્ર ઘટા અતિ શોભતી જોને જીવડા,
એવો આયુષ્યનો નિરધાર. જાગી ... ૨

વેગ કરી સરિતા વહે જોને જીવડા,
તેને વેરાતાં નહિ લાગે વાર. જાગી ... ૩

ફોગટ સુખ સંસારનું જોને જીવડા,
જેવો ઈન્દ્ર ધનુષ્યનો રંગ જાગી ... ૪

દામ દારા ને દિકરા જોને જીવડા,
અંતે કોઈ નહિ આવે સંગ. જાગી ... ૫

સ્વપ્નની સર્વે સાહ્યબી જોને જીવડા,
જાગી જોતાં જણાશે ફોક. જાગી ...૬

ઈન્દ્ર જાળ સહુ ઈશની જોને જીવડા,
મિથ્યા માન જે ચૌદે લોક. જાગી ... ૭
મારું મારું શું કરી મરે જોને જીવડા,
નથી કંઈ જ તારે હાથ. જાગી ... ૮
અંતકાળે જશો એકલા જોને જીવડા,
એક ધર્મ જ આવશે સાથ. જાગી ... ૯
પાસે રહેશે પરલોકમાં જોને જીવડા,
તેની સાથે કરી લ્યોને પ્રિત. જાગી ... ૧૦
**છોટમ** ભગવંતને ભજો જોને જીવડા,
હોય જગતમાં સઘળે જીત. જાગી ... ૧૧



## પદ – ૧૫૨

(રાગ : ધોળ)

અંશ ભેદ તમે સાંભળો ભાઈ,
તેથી જડ જીવ શિવની સગાઈ;
કર્તા પ્રભુની અધિક ચતુરાઈ,
તે જોતાં જ પાર જડે નહિ રે. ૧
પંચ મહાભૂત રુપે છે માયા,
અંશ તેના ચાર ખાણની કાયા;
ચૈતન કર્તા છે પ્રભુ રાયા તો,
તેનો પ્રવાહ ખડે નહિ રે. ૨
કારણ રુપ તે વૈરાટ જાણો,
કારજ ચારે ખાણ્યો પ્રમાણો;
અંશ અંશી એમ ઉરમાં આણો,
તો જીવ ને શિવ બે જાણજો. ૩
અધર ઉગેલી વેલી મેં ભાળી,
મૂળ અરુપ ને ડાળી રુપાળી;
ફળ અવનવાં ને દીસે રસાળી તો,
અર્થ એનો ઉર આણજો રે. ૪

વેલીનું પોષણ ફળ માંહે આવે,
જેવું બાલક નિજ માતાને ધાવે;
રુપ રંગ ગુણ જુજવા લાવે,
તો કોયે કોય સરખું મળે નહિ રે ૫
શબ્દ ભર્યો છે શૂન્યમાં દરિયો,
અંશ તેનો જુઓ કાનમાં ઠરીયો;
એમ સ્પર્શ રુપ રસ ગંધ વરિયો,
તો એક બીજામાં ભળે નહિ રે. ૬
**છોટમ** એમ વિચારીએ જયારે,
ખટપટ ખોટી ટળી જશે ત્યારે;
સહેજે પ્રભુ સહુ કારજ સારે,
તો ભ્રાન્તિ ટળી જાય ભેદની રે. ૭



## પદ - ૧૫૩
(રાગ : ગરબી)

ભજન થકી ભય ભવનો ભાગે, તારે તાર કર્તા શું લાગે;
અનુભવ જયોતિ રૂદે જાગે, ભજન થકી. ... ટેક
કારતકે કરમ ઘણા કાપે, અમર મંત્ર સદ્દગુરુજી આપે;
જાગે જયોતિ અલખ તણે જાપે. ભજન થકી ... ૧
માગશર મૂલે બાંધો મનને, તપાસીને શોધી જુઓ તનને;
ચાલે તે તો જોરે એ ચૈતનને. ભજન થકી ... ૨
પોષે સહુ પાર રહ્યો પ્રેરે, નથી નાથ અલગો જુઓને રે;
હરિના જન હોય તેહ રે. ભજન થકી ... ૩
મહા એ મહાપદ મોટું માટે, વહોરી લેવું સદ્દગુરુને હાટે;
સાટવીએ તન મનને સાટે, ભજન થકી ... ૪

ફાગણે તો ફૂલીને ફળ લાગે, તરુ પત્ર જુનાં સરવે ત્યાગે;
જેને હૃદે ભકિત એવી જાગે. ભજન થકી ... ૫

ચૈતરે ચિત્ત રહે ચતુર ગલતું, મહાલે મન ગુરુ શબ્દ મલતું;
વશ પછી શું કરવું વલતું. ભજન થકી ... ૬

વૈશાખે ચાર વદે વાણી, અક્ષર સ્વર ઉચ્ચારે આણી;
જુકતે તેનો કરતા લેવો જાણી. ભજન થકી ... ૭

જેઠે એ યોગ કર્યો જેણે, ત્રિલોકીનું સાર લહ્યું તેણે;
અલૌકિક લહાવ લહ્યો એણે. ભજન થકી ... ૮

અષાડે તે આવે નહિ એવા, માણ્યા જેણે મહા રસના મેવા;
જનક શુક શેષ કપિલ જેવા. ભજન થકી ... ૯

શ્રાવણે એ શિવ જાણે સાચા, વદે જીભ વિના વાચા;
કળ નવ જાણે તે જીવ કાચા. ભજન થકી ... ૧૦

ભાદરવે ભરમ ભાગી, લક્ષ માંહે સુરત રહી લાગી;
આપનપુ મૂકી ગઈ આઘી. ભજન થકી ... ૧૧

આસો હંગ હંસ મલ્યા આપે, પરમગુરુ કેરે પરતાપે;
જાગ્રત જન છોટમ એ પ્રતાપે. ભજન થકી ... ૧૨



**મહીબીજ વ્રત કરો**

## માસ

(૧)

કારતકે કાયામં કોણ છે રે, જોને શોધીને સાંખ્ય;
દિવ્ય દષ્ટિએ દરશસે, આપે જો ગુરુ આંખ્ય.
હો મન મૂળ વિચારને રે ... ૧

બીજ બિંદુમાં બાંધીયો રે, સહુ સૃષ્ટિનો સંચ;
ધન્ય ધન્ય એ કિરતારને, પ્રીછે કોઈ પરપંચ. હો મન ... ૨
રાઈમાં રચના મેરુતણી રે, દરિયા બુંદની માંય;
ત્રણ ભોવન તલ અગ્રમાં, કુદરત કર્તાની જાણ હો મન ... ૩
અદ્‌ભુત ખેલ એવો કર્યો રે, કળી નવ જાણે કોય;
**છોટમ** સાહેબ કુવેર મળ્યા, સાચુ સમજાવે સોય. હો મન ... ૪

(૨)

માગશરે મહા મંગળ નિધિ રે, કાયમ કૈવલ સ્વરુપ;
તે કર્તા ખુદ ખલકના, સદા સત્ સ્વરુપ . હો મન ... ૫
ઈચ્છા થકી ઉપજે ઘણાં રે, અગણિત ઈંડ અપાર;
નવી નવી રચના નિહાળતાં, પામે નહિ કોઈ પાર. હો મન ... ૬
લક્ષ ચોરાસી લોકનાં રે, કર્યા બીબાં કિરતાર;
સ્વેદ જરાયુ ઈંડ ઉદ્‌બીજ, ચાર ખાણ્યો એ સાર. હો મન ... ૭
દેવ મનુષ્ય શ્રેષ્ઠ સર્વથી રે, જેમાં વિવેક વિચાર;
છોટમ તે તનુ સાર છે, જે જાણે કિરતાર હો મન ... ૮

(૩)

પોષે પુરુષ છે પરમ નિધિ રે, સર્વાતિત છે સોય;
એક અખંડ અદ્વૈત છે, કહેવા બીજો નહિ કોય. હો મન ... ૯
અસંખ્ય ભોવન પતિ આપ છો રે, સાહેબ સર્વને શિષ;
ચૌદ તબક પર તખત છે, ઈશ્વર કોટીના ઈશ. હો મન ... ૧૦

અગણિત પાણ્ય પગ જેહને રે, અગણિત નાશા ને નેણ;
અસંખ્ય કર્ણ શકિત શ્રવણ છે,
વદન અગણિત વેણ. હો મન ... ૧૧
એક પલકમાં ખલક રચે રે પલમાં પરલે રે થાય;
**છોટમ** સાક્ષીવંત સદા, સાહેબ શ્રેષ્ઠ કહેવાય. હો મન ... ૧૨

(૪)

મહાવાયક જેને વરણવે રે, સચ્ચિદાનંદ કંદ;
નેતિ નેતિ કરતા રહે, એક અખિલા રે નંદ. હો મન ... ૧૩
ચાર યુગે એક ચોકડી રે, એવી બહોતેર જાય;
આવરદા ઈન્દ્ર એકનો, પરિપૂરણ થાય. હો મન ... ૧૪
ઈન્દ્ર અટ્ઠાવીસ એહી વિધિ રે, અમલ કરીને અલપાય;
દિવસ ને રૂજની બ્રહ્મા તણી, ત્યારે એક ગણાય, હો મન ... ૧૫
જાગે ત્યારે સર્વ જાુગ રચે રે. થાય નિંદ્રામાં નાશ;
**છોટમ** વણજ વિરંચીનો, એમ ચાલે અભ્યાસ. હો મન ... ૧૬

(૫)

ફાગણ ફૂલ ફૂલે ને ખરે રે, વનરાય વસંત,
તેમ આ જગત ઉપજે ખપે, એવું આદ્ય ને અંત. હો મન ... ૧૭
વળી એ વરસ સત વિધિ તણાં રે, બ્રહ્મા એક કહેવાય;
સહસ્ત્ર બ્રહ્મા ઉપજે ખપે, ઘડી વિષ્ણુની થાય. હો મન ... ૧૮
અવનિ વિલાય જળ વિષે રે, પૃથ્વી સહિત પરપંચ;
વિષ્ણુ એકાદશ વહી જતાં, હોય રૂદ્રની રંચ હો મન ... ૧૯
જલ અવની એકતા થઈ રે, અગ્નિમાં અલપાય;
**છોટમ** દ્વાદશ શિવ ખપે, પળ ઈશ્વરની થાય. હો મન ... ૨૦

(૬)

ચૈતર તત્ત્વ ચતુરનું રે, કરે અગ્નિનો આહાર;
ઈશ્વર સહસ્ત્ર એવા જતાં, શકિત સજે શણગાર. હો મન ... ૨૧

શકિત સહસ્ત્ર જાય સ્વરૂપથી રે, પળ નિરંજનની થાય;
નિરંજન સહસ્ત્ર જયારે ખપે,
શ્વાસા બ્રહ્મનો કહેવાય હો મન... ૨૨
બ્રહ્મ સનાતન સભર ભર્યો રે, સઘળો શૂન્ય મોઝાર;
કૈવલ પુરુષનો પરકાશ છે, જાણે સંત તે સાર. હો મન... ૨૩
તે કર્તા ઓળખ્યા વિના રે, સહુ આળ પંપાળ;
**જન છોટમ** તે જીવની, ન ટળે જનમ જંજાળ હો મન... ૨૪

(૭)

વૈશાખે વેદ વિચારતાં રે, બોલે બાવન અંક;
પરા પશ્યંતી ને મધ્યમા, વળી વૈખરીયે વંક. હો મન... ૨૫
પોખે પરાની પારથી રે, સાચો સૂક્ષ્મ વેદ;
જડ દરશી જાણે નહિ, ભારે ગુરુનો જે ભેદ. હો મન... ૨૬
સૂક્ષ્મ વેદને શિવ ભણે રે, જીવ જાણે છે ચાર;
પરમ સિદ્ધાન્ત પંચમવેદ, ગતિ અગમ અપાર. હો મન... ૨૭
કૈવલ કર્તા તેમાં કહ્યા રે, સૂણતાં ન પડે ભવ ફેર;
**જન છોટમ** તે જાહેર કરે, કરુણાસિંધુ કુવેર. હો મન... ૨૮

(૮)

જેઠે જાણીને જીભ્યા વિના રે, જપે કૈવલનો જાપ;
પરલે કરે પળ એકમાં, કોટી જનમનાં પાપ. હો મન... ૨૯
કોટી તિરથ ફળ તેહને રે, કોટી યજ્ઞ ને દાન;
કોટીક દેવ પૂજા વળે, સમજે ગુરુની રે શાન. હો મન... ૩૦
મુકત થઈને મહાલે મગનમાં રે, જીવપણું ટળી જાય;
ઈશ્વરતા આવે ઘણી, એ મંત્ર ને મહિમાય. હો મન... ૩૧
સંશે સર્વે સમજે સમે રે, પ્રગટે પુરણ જ્ઞાન;
**જનછોટમ** ધન્ય તેહને રે,પળ એક ગુરુનું રે ધ્યાન. હો મન.. ૩૨

(૯)

અષાડે આપું જે આપનું રે, કૈવલ કર્તાનો અંશ;
જળ નિધિ મેઘ દષ્ટાન્તસે, વિસ્તરીયો બહુ વંશ હો મન... ૩૩
શીત યોગે જળ બુંદનાં રે, કરા કઠણ બંધાય;
અંશ અવિદ્યાના યોગથી, જીવ રૂપે જણાય. હો મન...૩૪
જ્ઞાન અરક ઉદે થતાં રે, જીવપણું ટળી જાય;
અંશ મળે જઈ અંશીમાં, પુરણપદે પરસાય. હો મન... ૩૫
પરમગુરુ પરસાદથી રે, જયારે અનુભવ થાય;
**જન છોટમ** તે જીવની, ચોરાસી ટળી જાય. હો મન... ૩૬

(૧૦)

શ્રાવણ સાધન જે કરે રે, ઓળખ્યા વિના આપ;
સ્વર્ગ ભોગ સુખ તે મળે, જાગે થાય ઉથાપ. હો મન... ૩૭
નિજ સ્વરૂપ નિરખ્યા વિના રે, નવ હોય હરિ શું રે હેત;
હદને ઉપાસે હદ કરી, એવા જીવ અચેત. હો મન... ૩૮
પંચ તત્ત્વ ત્રણ ગુણ મલી રે, શકિત જયોતિ ને બ્રહ્મ;
એ હદના હરિ થાપીઆ, ન લહ્યો કર્તાનો મર્મ. હો મન... ૩૯
એક એક અંગે અંશ વસ્યા રે, દેવતનું સહુ કોય;
સરવેના કર્તા એક છે, **છોટમ** કૈવલ સોય. હો મન... ૪૦

(૧૧)

ભાદરવે ભરમે ઘણા રે, યોગી સાધે છે યોગ;
સિદ્ધિની ઈચ્છા સરવેને, કાયા કષ્ટ અમોઘ. હો મન... ૪૧
સાધન કરતાં સમુ પડે રે, પામે અષ્ટમુ અંગ;
લટકાં દેખાડે લોકને, એ સહુ માયાનો સ્વાંગ હો મન... ૪૨
પરચો દેખીને પામર પડે રે, એવા ગુરુની રે પાસ;
જ્ઞાન વિના ગતિ ના મળે, અંતે થાય નિરાશ. હો મન... ૪૩

જડ ભજી જડ મતિ થઈ ગયા રે, જયારે જગતના જીવ;
ઉપજી મહેર મહારાજને, **છોટમ** કૈવલ પીવ. હો મન... ૪૪

(૧૨)

આસોએ એવું જાણીને રે, કર્તાએ કર્યો રે વિચાર;
જડ ભજી જીવ પરલે જશે, મારી સૃષ્ટિ છે સાર. હો મન... ૪૫
જ્ઞાન પ્રકાશ્યું ગુરુ થઈ રે, કૈવલ કુવેર સ્વરૂપ;
બોધ અગાધ જાહેર કર્યો, અનુભવ ઉગ્ર અનુપ. હો મન... ૪૬
એવા સાહેબને જાણશે રે, સૂણી દ્વાદશ માસ;
નિજ લક્ષ લાભ તેને થશે, કૈવલ ધામમાં વાસ. હો મન... ૪૭
ગાય શીખે ને અનુભવે રે, ગુરુગમ ગ્રહી સાર;
**છોટમ** પદ પામે સહી, નિશ્ચે તે નિરધાર. હો મન... ૪૮

(૧૩)

પુરુષોત્તમ પોતે પ્રગટીયા રે, મહામત જ્ઞાન ગંભિર;
આપોઆપ જે ઉદે થયા, સ્વે ઈચ્છાથી શરીર. હો મન... ૪૯
વ્યાપક બ્રહ્મ વેદાંતમાં રે, અકરત કહે છે અનાદ;
સહેજે સૃષ્ટિ સહુ થાય છે, એવો એ મતવાદ. હો મન... ૫૦
ખંડન કરવા તેહને રે, પ્રગટે પંચમો વેદ;
જગત રચ્યું જેણે યુકિતથી, ભિન્નાભિન્ન બહુ ભેદ. હો મન...૫૧
મરમ લહે નહિ મંદ મતિ રે, ઓળખે અક્કલવંત;
**છોટમ** કુવેર કૃપા થકી, ઉઘડે નેત્ર અનંત હો મન... ૫૨

# છોટમકૃત ગુરુમહિમા

(સાખી)

પરમગુરુ પરમાતમા, તેને કરું પ્રણામ,
પરમારથ કારણ વિપુ ધરે, રુપ ગુણ ને નામ, ...૧
કામધેનુ ચિંતામણિ, કલ્પવૃક્ષ છે જેહ;
તેથી ગુણ જેમાં ઘણા, દીસે નરનો દેહ. ...૨
બોધ અગાધ અગમ અતિ, સુગમ કરન સંસાર,
અગણિત જન ઉદ્ધારવા, વિચરે અવનિ મોજાર, ...૩
આપનું આપ ને પતિપદ, દરશાવે દિવ્ય હાલ;
કરુણાસિંધુ કુવેર ગુરુ, ક્ષણમાં કરે નિહાલ ...૪
હંસ રૂપ આપે નિજ, કર્તા કૈવલ સોય;
સામ્રથ સાહેબ કુવેર વિના, જુગ નવ જાણે કોય. ...૫
મહિમા પ્રબળ પ્રચંડ અતી, પરમગુરુ નિજ નામ;
દિવ્ય બોધદાયક સદા, સાહેબ સુખનું ધામ. ...૬

(છંદ - મોતીદામ)

સદા સુખ ધામ ગુરુપદ સાર,
કરે યશ નેતિ નિગમ ઉચ્ચાર;
અખંડ અલેખ અનામી આપ,
અવ્યય અદ્‌ભુત અમોઘ પ્રતાપ. ૧
પરાપર ધામ પુરાતન સોઈ,
હરિહર આદે સેવે સહુ કોઈ;
વિધિ સનકાદિક નારદ સાર,
ગુરુ ગુરુ નામ જપે નિરધાર. ૨
રમા સચી સાવિત્રી ને ઉમિયાય,
પ્રેમે નિત્ય પૂંજે ગુરુજીના પાય;
અહિપતિ ઈન્દ્ર આદે સહુ દેવ,
સદા શુદ્ધ ભાવે કરે ગુરુ સેવ. ૩

ઋષિમુનિ તાપસ સિદ્ધ ચોરાસી,
ગુરુપદ પંકજ ભ્રંગ નિવાસી;
શિવે સમજાવ્યું સતીને સાર,
ગુરુ સમ સત્ત્વ નથી નિરધાર. ૪
ભવ દુઃખ ટાળે સહેજે ભવાની,
કરે ભવ કોટિ કલેશની હાનિ,
યથા વિધિ જુગત બતાવું જેમ,
કરો નિત્ય નેમ ધરી સતી તેમ. ૫
નિશા જયારે શેષ રહે ઘડી દોઈ,
ઉઠીને આરાધન કીજીયે સોઈ;
મનોમય માનસી પુજા જેહ,
કરે શુદ્ધ ભાવ ધરી કરી નેહ ૬
પિંડ માંહે પંકજ પત્ર હજાર,
કરતાં સુરત તણો એકતાર;
ગરજે ઘણું નાદ અનહદ ઘોર,
નહિ જયાં કાળ કર્મનું જોર. ૭
રવિ શશી વિના ઉદ્યોત અપાર,
તેમાં ગુરુ ધારો દ્વિભુજ આકાર;
નખ શિખ સુંદર શ્રીઘનશ્યામ,
સદ્ ચિદ્ આનંદ કંદનું ધામ. ૮
અનુભવ ઉગ્ર મહા ગતિ ગૂઢ,
પ્રચંડ પોકારી કહે પદ પ્રૌઢ;
દીસે દિવ્ય દષ્ટિ ઉદાર અપાર,
વિપુ ધરે વિશ્વ તણા કિરતાર ૯
એવું ધ્યાન ધારીએ અંતર દૃષ્ટ,
પૂજા વિધિ કરીએ અતિ ઉત્કૃષ્ટ;

સુરસુરી નિર ઉષ્ણોદક સાર,
　　　　સ્નાન કરાવો ઉમંગે અપાર. ૧૦
પછી પટ પહેરાવીએ મહામૂલ,
　　　　અરચીયે અગર ચંદન ને ફૂલ;
શુભ શણગાર સુમનના હાર,
　　　　ધૂપ દીપ નૈવેદ્ય મેવા અપાર. ૧૧
કરી મુખ મંજન પાઈએ નિર,
　　　　મુખવાસ દીજે ધરી મન ધીર;
ઉતારીએ આરતિ સુંદર સાજ,
　　　　વધાવીએ પુષ્પ ગુરુ મહારાજ. ૧૨
પ્રકંમા સ્તુતિ અનંત અપાર,
　　　　દંડવત્ કોટી કીજે નમસ્કાર;
પછી ગુરુમંત્ર તણો જપો જાપ,
　　　　પ્રલય થાય કોટી જનમનાં પાપ. ૧૩
એવું નિત્ય ધ્યાન ધરે જન જેહ,
　　　　વસે સહુ તિરથ તેને દેહ;
કૃતાર્થ થાય તે આઠે અંગ,
　　　　સુરિનર ઈચ્છે સદા સત્સંગ. ૧૪
કરે ગુરુ ઉપાસના જન કોય,
　　　　તેને ઘેર સ્વર્ગતણું સુખ હોય;
સકલ સૌભાગ્ય તણો ત્યાં વાસ,
　　　　રિદ્ધિ સિદ્ધ મુકિત થઈ રહે દાસ. ૧૫
પ્રેમે ગુરુ પૂંજે જે કોઈ જન,
　　　　તેને વસુધામે ના વ્યાપે વિઘન;
ગુરુનું વચન લોપે જીવ જેહ,
　　　　પીડા થકી પાર ન પામે તેહ. ૧૬

ગુરુને મનુષ્ય ભાવે કરી માને,
તે તો નર સુકર શ્વાન સમાને;
ગુરુને કર્તામાં અંતર ધારે;
તે તો ભવમાંહી ભમે વારે વારે. ૧૭
હુંકારે ટુંકારે ગુરુને દે સાદ,
તેને અંગે થાય ઘણો અપરાધ;
ગુરુ થકી મનમાં રાખે અંતરાય,
તેને પ્રભુ પ્રસન્ન તે કેમ થાય. ૧૮
જેને ગુરુ વચન લોપે નહિ ત્રાસ,
કોટી કલ્પ ભોગવે નર્ક નિવાસ;
આરાધન જેને નહિ ગુરુ ઈષ્ટ,
પડે કુંભીપાક તે પ્રાણી પાપીષ્ટ. ૧૯
પ્રેમે જે ન પૂંજે ગુરુજીના પાય,
અંતકાળે તેને કરે કોણ સહાય;
રહી ગુરુ આધિન દિન ના ભાખે,
નિશ્ચે તેને લખ ચોરાસીમાં નાખે. ૨૦
સહેજે ગુરુ આજ્ઞા કરે જે ભંગ,
અનેક જન્મ તે થાય અપંગ;
ગુરુનું ધ્યાન હૃદે નવ ધારે,
તેને યમ કિંકર કૂટીને મારે ૨૧
ગુરુ ઉપદેશ વિસારે જે જન,
તેને શિર આવે અનેક વિઘન;
સજીવન મંત્ર દાતા ગુરુદેવ,
ભણાવે કૈવલ લક્ષ મહા ભેવ. ૨૨
તજી તેના શરણ જે કોઈ જન જાય,
કરી રીસ કાળ કૂટી તેને ખાય;

પ્રચંડ અપાર ગુરુ પ્રતાપ,
હરિહર બ્રહ્મા જપે તેનો જાપ. ૨૩
આણી ઉર વચન તણો આધાર,
વિરંચી વિશ્વ સરજે બહુ વાર;
પ્રજા પાળે વિષ્ણુ ધરે અવતાર
નિશ્ચે ગુરુ વચન થકી નિરધાર. ૨૪
સંહારે સદાશીવ સૃષ્ટિને જેહ,
શીશ ધરી વચન ગુરુનું તેહ;
જપે ગુરુ વચન જીવ્હાએ શેષ,
ભોમીનો ભાર ન લાગે લવલેશ. ૨૫
ગુરુનું વચન પાળે ચંદ્ર સૂર,
ત્રિલોકમાં તેજ પોખે ભરપૂર;
ઈન્દ્ર સૂરરાજ તણો અધિકાર,
તેને ગુરુ વચન તણો આધાર. ૨૬
પવન પાવક અવનિ આકાશ,
વરુણ વચન તણો વિશ્વાસ;
દુષ્ટનો દંડ કરે યમરાય,
તેને શિર ગુરુ વચન સહાય. ૨૭
દેવી દેવ કોટી અનેક અનંત,
ઋષિ મુનિ તાપસ સિદ્ધ ને સંત;
પિત્રુ યક્ષ કિન્નર ને ગાંધર્વ,
વર્તે ગુરુ વચન આધિનથી સર્વ. ૨૮
ગ્રહ ભૂત પ્રેત પિશાચ ને તાવ,
પાળે ગુરુ વચન તણો પ્રભાવ;
વિર વૈતાળ વ્યાધિ વીષ રોગ,
માને ગુરુ આણથી મંત્ર અમોઘ. ૨૯

સ્થાવર જંગમ અસૂર ને સૂર,
ગુરુ મર્યાદા પાળે ભરપૂર;
વિછીં સર્વ વ્યાઘ્ર કીટ પંખી આદ,
માને ગુરુ વચન તણી મર્યાદ; ૩૦
એવો ગુરુમહિમા ન જાણે જે મંદ,
કોટિ કલ્પ ભોગવે તે દુઃખ દ્વંદ;
ગુરુનો મહિમા ન જાણે જે મૂઢ,
યુગોયુગ થાય તે જળમાં ઝૂડ. ૩૧
ગુરુ ઉપદેશ પામ્યો હોય જેહ,
પીછે ગુરુ નિંદા કરે જો તેહ;
તેને ગુરુદ્રોહી કૂટિલ કહેવાય,
તેનું કુળ કોટી નરકે જાય. ૩૨
તે તો શઠ સાકુટ નીચ નઠોર,
વિમુખ વહેલ ધણી વિનું ઢોર;
નિર્દય જડ નીચ નિર્લજ ન કામ,
નહિ ત્રણ લોકમાં તેનું ઠામ ૩૩
ગુરુ ધર્મ પાળે નહિ જે આપ,
તેને પડછાયે ચઢે બહુ પાપ,
કોટી જન્મના પુણ્ય ઉદય હોય જેને,
કૈવલના વેત્તા ગુરુ મળે તેને. ૩૪
ભેટે જેને કૈવલવેત્તા ગુરુ સંત,
સહેજે તેના સુકૃત વધે અનંત,
ભોમી રજ મેઘનાં બિંદુ ગણાય,
વળી નભ તારા તણો લેખ થાય. ૩૫
આદિ અંત જોતાં સર્વેનો આવે,
કોઈ ગુરુ મહિમાનો પાર ન પાવે;

એવે ગુરૂમહિમા જાણી જે ગાય,
તેને સહુ સાધનનું ફળ થાય. ૩૬
અંતે પદ પામે તે કૈવલ મોક્ષ,
પ્રભુપદ તેને રહે નહિ પરોક્ષ;
ઉપન્યો મહિમા સૂણી આનંદ,
કહે કર જોડીને **છોટમ** છંદ ૩૭

(સાખી)

ગાયે શીખે ને સાંભળે, માની સ્વસંવેદ વચન;
કહે છોટમ જે આચરે, એને યુગમાં ધન્ય. ...૧
જપ તપ તિરથ વ્રત વિધિ, કોટી કરે જો કોય;
સુખ પામે તે સ્વર્ગનું, પણ ગુરુ વિન મોક્ષ ન હોય. ...૨
ઈષ્ટ ઉપાસના અતિ ઘણી, દેવી દેવતા અન્ય;
કહે **છોટમ** સાધન બહુ, નહિ ગુરુ ધર્મ સમાન. ...૩

(સાખી)

ધન્ય ધન્ય સત્ગુરુ દેવને, મને ગુણ કર્યા અપાર;
અગમ પુરુષ દર્શાવીયા, જે વ્યાપી રહ્યા કિરતાર. ...૧
જ્ઞાન ભયા જબ જાણીયે, સુરતા વિદેહી હોય;
અવિનાશી પદ ઓળખે, રહે નિરંતર સોય. ...૨
પરા ભકિતથી થાય છે, પ્રભુ સાથે સંયોગ;
અથાહ આનંદ તેહનો, ભકત ભોગવે ભોગ. ...૩
ક્ષમા ઔર સંતોષ એ, દો ગુણ જયામે હોય;
છોટમ આ સંસારમાં, સદા સુખી રહે સહોય. ...૪
ક્રોધ ઔર તૃષ્ણા બહુ, એ દો ગુણ જેમાં ન હોય;
**છોટમ** આ સંસારમાં, સુખીયા રહેવે સોય. ...૫

# ભકિત નિરૂપણ

(દોહા)

ભકત બકોર અતિ વિનયથી પૂછે પ્રશ્ન રસાળ;
ભકિતનો મહિમા કહો, શ્રી ગુરુ પરમ કૃપાળ. ...૧
હવે ભકિત મહિમા કહુ, જેથી પ્રભુ વશ થાય;
ભકત તણે આધિન છે, દયાવંત જગ રાય. ...૨

(કુંડળિયા છંદ)

ભકિતથી મુકિત મળે, ફળે યોગ જપ ધ્યાન;
ભકિત નહિ જે ભવનમાં, તે જેવું સમશાન.
તે જેવું સમશાન, શોક સંતાપે દાઝે;
મદ મત્સર બહુ માન, પ્રભુ ગુણ ગાતાં લાજે,
કહે છોટમ જન કોય, યથારથ જાણે જુકિત;
ફળે યોગ્ય જપ ધ્યાન, મળે ભકિતથી મુકિત. ...૧
ભકિત ભુલે ભગવંતની, કુકરમ કરે અપાર;
સરજનહાર ન સંભારે, તેને છે ધિક્કાર.
તેને છે ધિક્કાર, માર બહુ પડશે માથે;
જરા ન ચાલે જોર, જશે જો યમને હાથે.
કહે છોટમ જડ જીવ, દ્રુષ્ટ બુદ્ધિથી ડૂલે;
કુકરમ કરે અપાર, ભગવંતની ભકિત ભૂલે. ...૨
ભજવો તેને ભાવથી, જેણે સરજયું સર્વ;
ગાંડાં ગંદા દેહનો, શીદ કરે છે ગર્વ ?
શીદ કરે છે ગર્વ, ચાલ નીતિને રાયે;
કેમ રીઝે કિરતાર, અશકનાં ગીત ગાયે ?
કહે છોટમ અપરાધ, થાય તે અવગુણ તજવો;
જેણે સરજયું સર્વ, ભાવથી તેને ભજવો. ...૩

પ્રથમ પ્રેમથી કીજીયે, માત તાતની સેવ;
ગુરુની આજ્ઞા પાળીએ, જે વિદ્યાના દેવ.
જે વિદ્યાના દેવ, દયા દિલમાંહે ધરીયે;
નિયમ ધરીને નિત્ય, પ્રભુનું કિર્તન કરીયે.
કહે છોટમ ગુરુ વચન, પાળીએ નિત્ય નિયમથી;
માત તાતની સેવ, કીજીયે પ્રથમ પ્રેમથી. ...૪

ઈશ્વર ભજીએ ઓળખી, સત્ સ્વરૂપ સોય,
પરમ ચતુર પરમાત્મા, એવો અવર ન કોય.
એવો અવર ન કોય, વેદમાં કહે વખાણી,
સહુનો સરજનહાર, જીવડા લેજે જાણી.
**છોટમ** કલ્પિત વાત, સર્વ તનમનથી તજીયે,
સત્ સ્વરૂપે સોય, ઓળખી ઈશ્વર ભજીયે. ...૫

## કપટીકો અંગ

(સાખીઓ)

કપટીકો મધુરો બચન, જયામે બહોત વિકાર;
મધુરા બોલે મોર જયું, કરે અહીકા આહાર. ...૧

ન્યાય સહિત જો બોલવો, સોહી બડાકો બોલ;
મુરખકે મુખકો બચન, જયામે નહિ કછુ તોલ. ...૨

ગૂઢ અરથ ગુરુ બચનમે, પુનિ સો પર ઉપકાર;
પરપંચીકે બચનમે, મદ મમતા અહંકાર. ...૩

ઓછે નરકે બચનમે, અર્થ મીલે નહિ એક;
અકબક બોલે આપસે, જેસે જલકા ભેક. ...૪

ન્યાય નીતિસે બોલવો, સો પંડિતકો બેન;
અન્યાય જયું ત્યું બકે, સો મૂરખકો ચેન. ...૫

ગુણ જાણે ગુણવંતકો, જો હોય ગુણકો ખેત;
શલ્યા શાલિંગરામકી, કંચન કસ કહી દેત. ...૬

ગુણ ન લહે ગુણવંતકો, ગુણ કે જહાં અજાન;
કાગ સભામે હંસકુ, કરે ન કોઈ સનમાન. ...૭
પશુકે ગ્રાહક સબ મીલે, ગામ ગામ સબ ં શ;
ગજકો અરુ પંડિતકો, ગ્રાહક કોય નરેશ. ...૮
ગુણીહીનો કે ગામમે, નહિ ગુણીજનકો ઠામ;
ગજકી કિંમત ના લહે, જયાંહાં ગોલાકો ગામ. ...૯
કબહુ કોય અધર્મસે, પહેલા સુખી દેખાય;
ધીરે ધીરે તાહીકો, જડામૂળસે જાય. ...૧૦
ઈન્દ્રિ જીતે આપની, ત્રિભુવનમે યશ પાય;
જાકો ઈન્દ્રિ વશ નહિ, સબસે હારા જાય. ...૧૧
વરણ સકલમે વિપ્રવર, તામે બડા વિદ્વાન;
તાતે અધિકહી જાનીએ, હોય ધર્મકો જ્ઞાન. ...૧૨
ધર્મ જાનકે ધર્મકો, કરે આચરણ કોય;
તા મેં જ્ઞાતા તત્ત્વકો, બડો જાનીએ સોય. ...૧૩
નિજ વશ રાખે સારથિ, જયું રથકે તોખાર;
તેસે રાખે સુજ્ઞ નર, વશમે ઈન્દ્રિ વિકાર. ...૧૪
ભોગ કીયે તે વિષયકા, શાન્તિ કબહુ ન હોય;
જયું પાવકમે ગ્રથ પડે, બઢતા જાવે સોય. ...૧૫
કષ્ટ સહન કરી યોગ કો, સાધન કીયો ન હોય;
કેવલ મનકુ વશ કીયો, લહે સિદ્ધિ સબ સોય. ...૧૬
શિરમે પળિયાં દેખકે, વૃદ્ધ કહે મત કોય;
જયામે વિદ્યા જ્ઞાન હે, વૃદ્ધ જાનીયે સોય. ...૧૭
બૂઢેકી બુદ્ધિ કઠીન, હોય નિરસ તેહી જાગ,
કોમલતામે રસ રહે, ઝરે કઠીન તે આગ. ...૧૮
બાલક જનકો જાનીએ, શુકલ પક્ષકા ચંદ;
બૂઢા વદી પક્ષકા, દિન દિન હોયે મંદ. ...૧૯

બાત કોઈકે બદનસે, સૂનિયે અપને કાન;
નિશ્ચે તાકા બિન કીએ, માને સોહી અજાન. ...૨૦
ઉચે કુલમે અધમ નર, કેસે પરખ્યા જાય;
ધર્મ લાજ સુચિતા રહિત, બોલે બહુ અન્યાય. ...૨૧
ઉચે કુલમે નીચ નર, ઉપજી કરે બિગાર;
ઉપજે અગ્નિ વાંસસે, કરે સકલ વન છાર. ...૨૨
જાકી બાની શુદ્ધ હે, મન પુનિ તૈસા હોય,
કુવિષય ત્યાગે ઈન્દ્રિ તે, લહે જ્ઞાન ગતિ સોય. ...૨૩
દશ દુર્ગુણ હે કામમે, ક્રોધ મહી હે આઠ;
પહેલા સુખ જેસા લગે, અંતે દુઃખકા ઠાઠ. ...૨૪
કામાદિક કે વ્યસનમે, હોય ધર્મ ધન હાણ;
ક્રોધાદિકસે લોક સબ, માને બડા અજ્ઞાન. ...૨૫
ગીત નૃત્ય વાજિંત્ર પ્રિય, મૃગયા ઔર જુગાર;
દોષ દરસ હોય ઓરકે, દિવા શયન વ્યભિચાર ...૨૬
કેફ કરે ફીરતા રહે, એ દશ કામ વિકાર;
ઉત્તમ નરકો નીચકી, હોય ગતિ નિરધાર. ...૨૭
દોષ બતાવે બિન લહ્યો, કરી કપટ દે માર;
ઈર્ષા અસૂયા કૂટિલતા, કુવચન પર અપકાર. ...૨૮
પરધન લેવે લૂંટી કે, પર ઔગુનકો પાઠ;
બસે નિરંતર ક્રોધમે, એસે દોષહી આઠ. ...૨૯
લોભ જાનીયે મનુજમે, મહા ઔગુનકો મૂલ;
ઉપજે તૃષ્ણા લોભસે, કરે ધર્મ પ્રતિકૂલ. ...૩૦
કરે દાન કોઈ મૂરખકો, વૃથા જાત હે સોય;
બોવે ઉસર ભોમિમે, કહો ફળ કહાંસે હોય. ...૩૧



# દુરિજનકો અંગ

(દોહા)

દુર્ગુણ જાકે ઉર બસે, સો દુરિજન પરમાણ,
સદ્‌ગુણ જાકે હૃદયમે, સો સજજન ગુણ ખાણ. ...૧
દુરિજન દુર્ગુણકો નિધિ, તાસુ રહીએ દૂર;
જયૌ કઉચકા કાતરા, છુવત દુઃખ ભરપૂર. ...૨
સર્પ ક્રૂર બસ જંતમે, મંત્રનતે વશ હોય;
દુરિજન સબસે દુષ્ટ હે વશ કરી શકે ન કોય. ...૩
પલમે સાચા સે બકે, પલમે બકે અનીત;
બિજલી ઓરુ દુરિજનકી, દેખી એક હી રીત. ...૪
દુરિજનકે ઉર દુર્મતિ, સદા કરી રહે વાસ;
જૈસે નખ મંજારકે, અવસર કરે પ્રહાર. ...૫
જૈસી કહીએ ચાલની, એસે જીવ ગમાર;
સાર સારકુ છાંડકે, ઉરમે ગ્રહે અસાર. ...૬
દુરિજન પર સુખ દેખકે, અંતર ઉપજે લ્હાય;
વન હરિયા હોય વૃષ્ટિ તે, જવાસા જલી જાય. ...૭
દુરિજન કબહુ ન સહી શકે, પરકો બડો પ્રતાપ;
ઘુવડ ભાનુ પ્રકાશમે, દ્રગ મીચત હે આપ. ...૮
નિર્દોષીમે દોષકું, થાપત મૂઢ ગમાર;
નિર્મળ ચંદ્ર પ્રકાશકો, ચોર કરત ધિક્કાર. ...૯
અપને આગે આયકે, બોલે મીઠી બાત;
પીછો સે નિંદા કરે, સો દુરિજનકી જાત. ...૧૦
સ્નેહ નહિ દુરિજનમે, જો રહેવે નિત્ય પાસ;
રેતી દરિયા તિરકો, કબકુ ન હોય ચિકાશ. ...૧૧
પરકો અનહિત કરનહુ, ખોવે અપના પ્રાણ;
દુરિજનકી ઓર માખીકી, દેખી રીત સમાન. ...૧૨

સુખ સમ્પત્તિ પાયકે, દુરિજન નમે ન કોય;
જયૌ એરંડે ફળ ભયા, ત્યૌ ત્યૌ ઉચા જોય. ...૧૩
પરનિંદામે દુષ્ટિ નર, કાઢત સારા કાલ;
હરિયા તરુ તજી કાગ જયૌ, બેઠત સુકે સાલ. ...૧૪
પર દુઃખ દેખી દુષ્ટ નર, મનમે અતિ હરખાય;
ઉષ્ણકાળ ગર્દભ જથા, દિન દિન માતા થાય. ...૧૫
ગર્ધવ ગજકે સંગમે, મિલે સદા મિષ્ટાન્ન;
ભૂંકે મારે લાતસે, કરે કોઈ કો જાન. ...૧૬
ઉત્તમ કુળમે દુષ્ટ નર, જો ઉપજેલા હોય;
આગ જલાવે જગતકો, ચંદન સે ભઈ તોય. ...૧૭
દુરિજન સજ્જન ના બને, કીજે કોટી ઉપાય;
ધોવે નિત્ય નિત્ય દૂધસે, કાગ હંસ ના થાય. ...૧૮
દુરિજન જો વિદ્યા પઢે, બાઢે ગર્વ વિશેષ;
નિશા મટે નહિ ઘૂડકી, સૂરજ કરે ઉજેશ. ...૧૯
દુરિજનકે ઉર ના રહે, વેદ શાસ્ત્રકો સાર;
ખરકુ ના હોય વાસના, જો વહે ચંદન ભાર. ...૨૦
પરનિંદા બિન દુષ્ટકો, તૃપ્તિ કબહુ ન હોય;
વાયસ કબહુ કુભક્ષ બિન, શાન્તિ ન લહે સોય ...૨૧
બૂરે કામમે દુષ્ટકી, બુદ્ધિ ચલે વિશાલ;
મહા ઘોર અંધારમે, દીખે ઘૂડકો બાલ. ...૨૨
સદ્ગુણ સજ્જનકો લખી, દુર્જન દોસ લગાય;
નિર્મળ સ્વચ્છ આકાશકો, ધૂઆ બિગારત જાય. ...૨૩
સજ્જનકી કીર્તિ વિમલ, ખંડે દુરિજન મંદ
જયૌ રાહુ છાદન કરે પેખી પૂરણ ચંદ ...૨૪
સજ્જન કીર્તિ સરસ, દુરિજન નિંદે જાય,
ડાર ધૂરી સૂરજકો, ઉલટી આંખ પુરાય. ...૨૫
સજ્જન - સૂરજ પ્રતાપકો, દુરિજન દેખે નાંય;
ઉલુક અભાગી સુખ લહે, દોષ દુગુર્ણ માંય. ...૨૬

સજજનકી કિંમત બઢે, નંદે દુરિજન તોય;
દર્પણમે ગિરિ છાર જયૌ, ત્યૌ ત્યૌ ઉજવળ હોય. ...૨૭
દુરિજન દુજા ભૂંડરા, કીયા ભલા કિરતાર;
પાપકુ નિંદક ખાત હૈ, એ પુરમલકો આહાર. ...૨૮
દુરિજન દુજા ઉંદરા, દોકી રિત સમાન;
કાજ ન હોવે આપના, કરે ઓકા જાન. ...૨૯
દુરિજનકી ઓર સર્પકી, રીતિ રહી સમાન;
આહાર ન હોવે આપકો, પરકો લેવે પ્રાણ, ...૩૦
દુરિજન કબી ન હો ભલા, કીયે કોટી ઉપકાર;
પયસે સિંચે ધંતુરા, વિષ ન તજે લગાર. ...૩૧
જેસે પ્રીતિ સર્પકી, ત્યૌ દુરિજનકી જાણ;
કોટી પ્રકારે પોખીએ, કબહુક લેવા પ્રાણ. ...૩૨
સજજનકી ઉત્કર્ષતા, દુષ્ટે સહી ન જાય;
ગાજવીજકુ દેખકે, મધુ પુષ્ય મર જાય. ...૩૩
દુરિજન જો વૈષ્ણવ ભયા, દુષ્ટ સ્વભાવ ન જાય;
જેસા આળા ચામડા, સુકત બહુ ગંધાય. ...૩૪
દુરિજન જબ બૂઢા ભયા, રાખે ભકિતભાવ;
જેસા બૂઢા વાંદરા, તજે ન ચપળ સ્વભાવ. ...૩૫
દુરિજન સાધુ સંગમે, ગાન તાન બહુ ગાય;
કટૂતા તજે ન તુંબડી, નિત્ય ગંગામે ન્હાય. ...૩૬
દુરિજન આયા દેખકે; હોય સજજન મન ભંગ;
જયૌ રાત્રિકે ઉદયતે, જનકો હરે ઉમંગ ...૩૭
નાહતા ધોતા નિત્ય રહે, પૂજા પાઠ પ્રમાણ;
દુરિજન તજે ના દુષ્ટતા, જયૌ ગંગાકો શ્વાન. ...૩૮
ખાક લગાવે અંગ પર, શિર પર રાખે બાલ;
દુરિજનકી અરુ સર્પકી મીટે ન ટેઢી ચાલ. ...૩૯
દુરિજન હોય કુસંગતે, કો પૂરવકે પાપ;
**છોટમ** સજજન હોત હે, અગણિત પુણ્ય પ્રતાપ. ...૪૦

# સજ્જનકો અંગ

(સાખી)

દેઈ જગાઈ જકતકો, હરે તિમિર અજ્ઞાન;
સાર અસાર દેખાવહી, સજ્જન સૂરજ સમાન. ...૧

સગુણ સુધાકી મધુરતા, સજ્જન લહે સુહેત;
નવ રસાલ અંકુરકો, સ્વાદ કોકિલા લેત. ...૨

બુદ્ધિવંત જન કરી શકે, જગ જગકો ઉપદેશ,
ધર્મ જ્ઞાનકી બાતમે, શઠ જાણે નહિ લેશ. ...૩

વાસ સુમનકી તિલ ગ્રહે, ગ્રહી ન શકે ગુમાર;
દુરિજનકે ઉરના રહે, વેદ શાસ્ત્રકો સાર. ...૪

સજ્જનકો ચિત્ત ના ડગે, પરે વિપત્તિ કોય;
ઘણકો ઘા હીરા સહે; કાંકરા સહે ન સોય. ...૫

સાધુજનકે ગુણનકો, સાધુ દેત ફેલાય;
લે લે ફૂલકી વાસના, પવન દિશા દશ જાય. ...૬

કષ્ટ સમય સજ્જન સદા, ભલા રહે ભરપૂર;
પાવક જારે તો કછુ, બાસ ન તજે કપૂર. ...૭

સજ્જન વૃક્ષ સમાન હે, પર ઉપકારી આપ;
ફળ છાયા દે ઓરકો, આપ સહે શિર તાપ. ...૮

સાધુ જન ભૂલે નહિ, કીયો કછુ ઉપકાર;
નાલીકેરી જલતે ભઈ, ફલમે રાખે ધાર. ...૯

સજ્જન સબકો સુખ કરે, બસે કદાપિ દૂર;
સૂરજ બસે આકાશમે, તેજ કરે ભરપૂર. ...૧૦

સુધરે જીવ સંસારકે, જો રહે સજ્જન પાસ;
ચંદન તરુકે સંગતે, સબ તરુ લહે સુવાસ. ...૧૧

શોભે નરકી સુઘડતા, જો સજ્જનતા હોય;
શોભે ભખ ન તરુણીકુ, નહિ વૃદ્ધાકુ સોય. ...૧૨

હોય ઉદય જબ મૂઢકો, તબ સજ્જનકો દુઃખ;
તુહી ન કિરણ કે ઉદયતે, મુંદે પંકજ મુખ. ...૧૩
ગુણ જાણે ગુણવંતકો, જો ગુણવંતા હોય;
જાણે નાક સુવાસકુ કાન ન જાણે કોય. ...૧૪
સજ્જનકી નિંદા કરે, દુરિજન દોષ લગાય;
ડારે ધૂરી આકાશમે, ઉલટી આંખ પુરાય. ...૧૫
સજ્જન દુરિજનમે રહે, સો દુરિજન ના હોય;
ફણિધરકે શિર મણિ રહે, ગુણના પલટે કોય. ...૧૬
સજ્જન દુરિજન સંગતે, સજ્જનતા નહિ જાય,
રહે કોકિલા કાગમે, સ્વર ના તાહી પલટાય. ...૧૭
સજ્જન કુકર્મ ના કરે, પરે વિપત્તિ આય;
ભૂખ્યા કા ભૂખ્યા મરે, સિંહ ઘાસ ના ખાય. ...૧૮
સારા નરકો નીચ કહી, કરે કોય અપમાન;
ગજ પર મળ કાગે કીયો, ઘટે ન ગજકો માન ...૧૯
દુરિજન સબ મિલકે કરે. સજ્જનકો અપમાન;
મોલ ઘટે નહિ હસ્તિકો, ભસે કોટીક શ્વાન ...૨૦
મહાપુરૂષ મૂકે નહિ, સત્ય ધરમ મરજાદ;
ખટ ઋતુ રવિ શશી મેઘકો, નીમ ન જાવે બાદ. ...૨૧
સાધુ કે ગુણ સાધુકી, કીર્તિ દેત પહુંચાય;
જયૌ કેતકીકે ગંધસે, ભમરા આવે ધાય. ...૨૨
સંપત્તિમે વા વિપત્તિમે; બડા ન ચૂકે ચાલ;
ઉગતા સૂરજ લાલ હે, અસ્ત ભયા પુનિ લાલ. ...૨૩
સંપત્તિ દેખી ના છકે, નહિ વિપત્તિમે કલેશ;
ઉષ્ણ વર્ષામે સિંધુ જયૌ, સજ્જન ત્યુહી હંમેશ ...૨૪
દુરિજન અગણિત તુચ્છ હે, ઉત્તમ સજ્જન એક;
એક ચંદ્ર તમકો હરે, તારા નહિ અનેક, ...૨૫
એક સિંહ વનમે વસે. સો જાહેર સબ દેશ;
ઓર પશુ અગણિત વસે, કોઈ ન જાણે લેશ. ...૨૬

ચંદનકા તરુ એકીલા, વનકો કરે સુવાસ;
ઉગ્યા વેણુ અસંખ્ય સો કરે સકલકો નાશ. ...૨૭
જો કુલમે સજ્જન ભયા, સો કુલ ઉજ્જવળ હોય;
જો કુલમે દુરિજન ભયા, કહે નીચ સબ કોય. ...૨૮
સજ્જન સમ્પત્તિ પાયકે, દેવે ગર્વ બહાય;
જયૌ આંબાકો ફળ ભયા, ત્યૌ ત્યૌ નમતા જાય. ...૨૯
સજ્જન હોય સ્વભાવસે, સુર ધિર દાતાર;
ભેદ ન રાખે મેઘ જયૌ, પોષે સબ પરિવાર. ...૩૦
સજ્જન સમદ્રષ્ટિ ધરે, ભેદ ન રાખે કોય;
જયૌ ધરણી ધારી રહે, ઉચ નીચકો સોય. ...૩૧
સજ્જન તજે ન સત્યતા, જબ લગ ઘટમે પ્રાણ;
પૂરાકા પૂરા રહે, સો સજ્જન પરમાણ. ...૩૨
સજ્જન જેસા સૂપડા, ત્યાગે સકલ અસાર;
સાર સાર ઉરમે ગ્રહે, સો સજ્જન નિરધાર. ...૩૩
સજ્જન ડૂબા ના વહે, ભવસાગર કે માંય;
તારે ઓર આપે તરે, ભેદ ન રાખે કાંય. ...૩૪
સજ્જન મેઘ સમાન હે, ઈચ્છે પર ઉપકાર;
સિંચે ઓર શીતલ કરે, ભેદ ન ગીને લગાર. ...૩૫
ક્ષમા દયા ઔર સત્યતા, ધિરજ ધર્મ વિવેક;
સજ્જનકે ઉરમે બસે, સદ્‌ગુણ ઓર અનેક ...૩૬
સરિતાકો જલ સિંધુમે, સહજહી આવત ધાય;
ત્યું વિદ્યા ગુણ જ્ઞાન સબ, સજ્જન માંહી સમાય ...૩૭
સજ્જન કે મુખકો બચન યથા દંત ગજરાય;
જો નિકસા સો નિકસા, પીછા કબહુ ન જાય ...૩૮
દુરિજનકે મુખકે બચન, જયું કુરમકી ડોક;
નિકસે ઓર પીછા ફરે, અબી બોલ્યા અબી ફોક ...૩૯
સજ્જનકે ગુણ પરખીકે, રખીએ અપને પાસ;
છોટમ પારસમણિ સમા, સરખા બારે માસ. ...૪૦

## કીર્તન પહેલું

કેફ કરી મૂઢ બગાડે કાયા, દૂર રહે એવું જાણી જન ડાહ્યા. ટેક.

પીએ મધુપાન નીચ જે નરતો, ફજેતી થાય રહે જો ફરતો;
એવાનો જીવ નથી ઉધરતો. કેફ૦ ૧

કેફ તો આસુરી જીવ કરે છે, બુદ્ધિધન કીર્તિ ને કાંતિ હરે છે;
ધીરજ ને ધર્મન્નો નાશ કરે છે. કેફ૦ ૨

કેફીની વાત કોઈ ના માને; ચોરી જારી જાુઠ કપટ કરે છાને;
ભરોંસો તેનો પડે નહિ કોને. કેફ૦ ૩

કેફી નર થાય જ સઘળા ક્રોધી, વિશેષે હોય સુજનના વિરોધી;
કેફીના એ ગુણ જોયા શોધી. કેફ૦ ૪

ચડે કેફ ત્યારે ફરે છે બકતો સારૂં તે પુણ્ય કરી નથી શકતો;
ઘણા દિન દેહ તેનો નથી ટકતો. કેફ૦ ૫

અમૂલ્ય દેહ બગાડે આપે, પડે છે નરકવિષે બહુ પાપે;
મરે છે કેફી સદાય સંતાપે, કેફ૦ ૬

કેફથી ભોગી બને છે રોગી, જોગથી ભ્રષ્ટ થાય છે જોગી;
સદા શઠ થાય છે ત્યાગી સંજોગી. કેફ૦ ૭

પુરાતન પાપ હોય છે જયારે, વ્યસનમાં જીવ વંઠે છે ત્યારે;
**છોટમ** મળે સદ્‌ગુરુ તેને સુધારે. કેફ૦ ૮

## કીર્તન બીજું

પૂરા અંશ પ્રભુના હશે, જ્ઞાન તો તેના ઘટમાં જશે. ટેક.

રાજચિહ્‌ન હોય જેને અંગે, તે કરિણીને મન વસે;
હજાર જણની મધ્ય હાથણી, કળસ ઢોળવા જશે. જ્ઞાન૦ ૧

સરખો સૂરજ સઘળે છે પણ, નેત્રે જોયો જશે;
પ્રાય પંખિનું બચ્ચું હોય તો, તેજ પાંખ પામશે. જ્ઞાન૦ ૨

સિંહ તણું પયપાન કરે જો, પુત્ર સિંહનો હશે;
જરે નહિ બીજી જાતીને, કોઈ પ્રકારે કશે. જ્ઞાન૦ ૩

પાવક દેખી ડરતા પ્રાણી, સર્વે કોરે ખસે;
ધગધગતા અંગારા હોય પણ, ચકોર ખાવા ધસે. જ્ઞાન૦ ૪
કહે **છોટમ** અનુભવિ જન એક જ, કોટિ મનુષમાં વસે;
સૂરજ જેવો સૂરજ નહિ પણ, દીવો દીવો થશે. જ્ઞાન૦ ૫

## કીર્તન ત્રીજું

સમરણ સોહંકા સોહંકા, જયાં બજે અનાહત ડંકા, સમરણ. ટેક.
આસન બાંધી સુરતી સાંધી, ચતુર દલે ચિત લાયા;
મૂળાધાર પૃથ્વી રંગ પીળા, દેવ ગણપતી રાયા. સમરણ૦ ૧
અક્ષર ચાર વિચારો ઈનમે, વંશષંસ વરણા.
ખટસેં જાપ અજંપા જપકે, ઉનકું અર્પણ કરણા. સમરણ૦ ૨
ઉતપત દ્વારા ખટદલ સારા શ્વેત રંગ જલ જાન્યા;
ચતુરાનનકી જયોત જગાઈ, ખટ હજાર દિયા દાના. સમરણ૦ ૩
ખટ દલમે ખટ અક્ષર દેખો, બંભંમંકા બાસા;
યંરંલંકુ લખો લક્ષસે, ખેલ બન્યા હે ખાસા. સમરણ૦ ૪
નાભિસરોજા દશ દલ ખોજા,તેજ તત્વકા તાપા;
લાલ રંગમે લક્ષ્મીનાયક, ખટ હજાર જહાં જાપા. સમરણ૦ ૫
ડંઢંણં તાંહાં અક્ષર દરશા, તંથંદંધં વાસા;
નંપંફંકુ ફીરકર પેખ્યા, કટયા કર્મકા પાસા. સમરણ૦ ૬
હૃદય વિચારા દ્વાદશ આરા, શિવ શકતીકા ઠારા;
નીલરંગ મારુતકા માંહી, ઝગમગ જયોતિ ઉજારા. સમરણ૦ ૭
ખટ હજાર તાંહાં જાપ અરપના, કંખંગંઘં વરણા;
નંચં છંજં જાંહાં નિવાસા, જંઝંટંઠં ઠરણા. સમરણ૦ ૮
કંઠે કંજા ષોડશરંજા, પત્ર કહ્યા પરમાના;
શામરંગ આકાશ તત્ત્વકા, જીવ જયોતિકા ધ્યાના. સમરણ૦ ૯
સહસ્ત્ર જાપ તાંહાં જપો અજંપા, ષોડશ વર્ણ વિચાર;
અંઆં ઈઈ ઉઊં ૠ ૠ લૂ લૂ એ ઐ સારા. સમરણ૦ ૧૦

ઓ ઔ અં અઃ ઉનકે માંહિ,એ સ્વર ખટ દશ કહાવે;
ઈનકો ધ્યાન ધરે નર જેહી, સો ભવ જલમેં નાવે. સમરણ૦ ૧૧
ભૃકુડીચક્રે દ્વેદલ પત્રે, વાકે નિર્મલ રંગા;
હં ક્ષં અક્ષર રહે નિરંતર, ચિત શકિત કે સંગા. સમરણ૦ ૧૨
સહસ્ત્ર જાપ તાંહાં કરો નિવેદન, પરમ તૂરી પદ તાંહી;
બજે અનાહત નાદ નિરંતર, અમૃત બરસે જયાંહી. સમરણ૦ ૧૩
બ્રહ્મરંધ્રકા ભેદ અપારા, દલ હજાર તાંહાં દરસે;
સહસ્ત્ર જાપ તાંહાં જપો જાુગતસે, પરમજયોતિકું પરસે. સમરણ૦ ૧૪
સબ અક્ષર અવ્યકત રહે તાંહાં, અકલ અનોપમ રંગા;
કોટિક રવિ શશિ તેજ કહાવે, પરમ પુરુષ કે સંગા. સમરણ૦ ૧૫
ઉનકે આગે લક્ષ અલૌકિક, સદ્ગુરુ ભેદ બતાયા;
**છોટમ** પરમગુરૂ પ્રતાપે, અચલ અભય પદ પાયા. સમરણ૦ ૧૬

## કીર્તન ચોથું

કંઠી બાંધે વંઠી અકલ શુદ્ધ ના કરી,
ધર્મ ધારણ કર્તા પુંજી પાપની ભરી. ટેક.
શુદ્ધ થવા સ્નાન શૌચ આચરે ખરો,
ક્રોધ છે ચંડાળ તે તો ના થયો પરો. કંઠી૦ ૧
શપથ ખાય ધર્મના તું કંઠી કર ગ્રહી,
આચરે અનીતિ ઓથે ધર્મને રહી. કંઠી૦ ૨
પંથનોતું વાદ કરે અન્ય શું વડે,
તું તો તારૂં ભૂલ્યો ભાન તેહ ના જડે. કંઠી૦ ૩
ચોરી જારી કપટ દંભ દુષ્ટતા ઘણી,
ભાલ તિલક તાણી બેઠો સાધુ શો બણી. કંઠી૦ ૪
કપટ ધૂર્ત ભેખ કળી કાળમાં ઘણા,
**છોટમ** જેવા ગુરુ તેવા શિષ્ય તે તણા. કંઠી૦ ૫

## કીર્તન પાંચમું

કોઈ પ્રેમસ્નેહી, પ્રેમ અમીરસભોગી,
બીજા શું જાણે વિમુખ, વિજોગી રે, ટેક
પ્રેમપંથ અદ્‌ભુત અજરાલય, મહામુકત જન મહાલે;
અંતરનું સુખ મુખે ન આવે, સાકર ખાધી જેમ કાલે રે. કોઈ૦ ૧
રોમ રોમ આનંદ ઉજાગર, હરિશું તાર ન ત્રુટે;
મહારસમાંહે મગ્ન રહે તો, ત્રૈવિધ કર્મગ્રંથી છૂટે રે. કોઈ૦ ૨
જપ તપ જોગ કરે કોણ તેને, એવો લક્ષ્ય જો આવે;
ત્રણ લોક સુખ તૃષવત્ દેખે, અવર ઉપાસના ન ભાવે રે. કોઈ૦ ૩
એવા જનના ઉરનો આશય, એવા હોય તે જાણે;
શુક નારદ ને શંકરસરખા, અહોનિશ એ સુખ માણે રે. કોઈ૦ ૪
અખિલ લોક કર્તા પ્રભુજીને, પ્રેમપુષ્પથી પૂજે;
**જન છોટમ** તેના ઘટમાંહે, ભુવન ચતુર્દશ સૂઝે રે. કોઈ૦ ૫

## ગરબી

સમરથ સદ્‌ગુરુ રે, દાતા, સવે શંકર વિષ્ણુ વિધાતા. ... ૧
મુનિજન મહિમા રે જાણે, જશ બહુ વેદ પુરાણ વખાણે. ... ૨
અનુભવ ઝાઝો રે જેનો, શબ્દ અતોલ અમુલક એનો. ... ૩
દૈવી જીવો રે જાગે, ભવ બ્રહ્માનો સંશય ભાગે. ... ૪
મહા મતિમંત રે માણે, મંદમતિ તે મર્મ ન જાણે. ... ૫
જુઠા જગમાં રે હેરા, ખલ જ્ઞાની એ જીવ ભમેરા. ... ૬
આળ પંપાળે રે વળગ્યા, નિજ કર્તાથી કીધા અળગા ... ૭
તે શું પ્રીછે રે પ્રાણી, ગુરુની ગમ જેણે નવ જાણી. ... ૮
અનુભવીકેરી રે વાણી, ગમ નિગમે તે પરમાણી. ... ૯
તે નવ પરખે રે પાપી, કલ્પિત બોલે મનથી થાપી. ... ૧૦
સદ્‌ગુરુ કહીએ રે તેને, જ્ઞા ı નયન મોટું છે જેને. ... ૧૧
જ્ઞાન નિજસ્વરૂપનું રે આપે, જન **છોટમ** મહાપદમાં થાપે. ... ૧૨

# કથા મહિમાની ગરબીઓ

## ગરબી પહેલી

સૌ સાંભળજો રે, કથા હરિની હેતે. ટેક.
અખિલ જગત ઉપજાવ્યું જેણે, અપાર શકિત એની;
નેહ ધરીને નર ને નારી, કથા સાંભળો તેની. સૌ૦ ૧
નાદ સિંહનો સાંભળતામાં, જેવાં મૃગલાં નાસે;
જનની એમ અવિદ્યા નાસે, પ્રભુનું જ્ઞાન પ્રકાશે. સૌ૦ ૨
શરદ ઋતુ જયમ જળના મળને, ટાળી સ્વચ્છ કરે છે;
એમ શ્રવણથી મનના સઘળા, મલીન વિકાર હરે છે. સૌ૦ ૩
કથાશ્રવણ નહિ જેને કાને, તે તનુ તરુવર જેવી;
શ્વાસ ધમણના જેવો જાણો, કહીએ ઉપમા કેવી. સૌ૦ ૪
કોઈ દિન કથા શ્રવણ જે ન કરે, ખરથી તે નર ખોટા;
પાપ ભોગવે જઈ જમપુરમાં, માર સહે તે મોટા. સૌ૦ ૫
કથારૂપી એ અમૃત જેણે, કર્ણપુટે કરી પીધું;
તીર્થ માત્ર જે ત્રણ લોકનું, તેણે સઘળું કીધું સૌ૦ ૬
અતિ સુખને ઉત્પન્ન કરે તે, કથા પ્રભુની કહીએ;
બ્રહ્મકથામાં ભાવ ધરીને, જન સુણવાને જઈએ. સૌ૦ ૭
સુંદર સરિતા કથાસ્વરૂપી, જે ઠેકાણે વહે છે;
તે ઠેકાણે પાપી જનનાં, સર્વે પાપ દહે છે. સૌ૦ ૮
આનંદી જન ઈશ્વરકેરા, કથાશ્રવણના રસિયા;
ઈશ્વરકથા થાય જે ઠામે, તે ઠામે જઈ વસિયા. સૌ૦ ૯
ઈશકથા કીર્તન ને ઉત્સવ, ન બને જે ઠેકાણે;
મશાણ સરખું તેને માનો, વર્ણ્યું વેદપુરાણે સૌ૦ ૧૦
વિદ્યા વિનય હરિના જન, તે સૌને હિતકારી;
તેના મુખથી કથા શ્રવણથી, સુઝ ઉપજે સારી. સૌ૦ ૧૧
શ્રવણભકિત એ શાંડિલ મુનિએ, ઉત્તમ કહી છે એવી;
**જન છોટમ** કલિમળ હરનારી, નહિ કોઈ એના જેવી. સૌ૦ ૧૨

## ગરબી બીજી

મહિમા મોટો રે, કથાશ્રવણનો કહાવે. ટેક.
વાત લખી છે વાયુપુરાણે, તે કહું છું વિસ્તારી;
શ્રવણ કરાવી શાંડિલ મુનિએ, દીધો પ્રેત ઉધારી. મહિમા૦ ૧
પુણ્યધામ નામે ઋષિ પાવન, સતજુગકેરે અંતે;
કથાશ્રવણથી તે મુનિજનને, કૃપા કરી ભગવંતે. મહિમા૦ ૨
ગંગાથી બે ગાઉને છેટે, આશ્રમ હુતો એનો;
તપ બીજાથી કથા સાંભળે, મહિમા વાધ્યો તેનો. મહિમા૦ ૩
એક સમયે એ આશ્રમમાંહે બૃહત્તપા મુનિ આવ્યા;
પુણ્યધામાએ પૂજા કીધી, ભલા હૃદયમાં ભાવ્યા, મહિમા૦ ૪
બૃહત્તપા તે વિવિધ પ્રકાર, કથા નિરંતર કહેતા;
પુણ્યધામા તે પ્રીત કરીને, સુણિને સુખમાં રહેતા. મહિમા૦ ૫
સ્નાનવિધિ સવારે ઉઠી, કૂવે તળાવે કરતા;
નિત્યકર્મમાં દશ ગાયત્રી, ઓછું સૌ આચરતા. મહિમા૦ ૬
અનેક તીર્થથી અધિક જાણતા, કથાશ્રવણ સુખકારી;
ભોજન કરી કરાવી મુનિને, સુણતા સતવ્રતધારી. મહિમા૦ ૭
હરીકથામાં હેત ધરીને, સાંભળતા ને ગાતા;
સમીપ વહેતી સુરસરિતા પણ, ત્યાં કોઈ દિન નવ ન્હાતા. મહિમા૦ ૮
એમ કરતાં દિન ઘણા ગયા ને, ગ્રંથ ઘણા સાંભળિયા;
વેદવેદાંગસાર સમજીને, સંશય સઘળા ટળિયા. મહિમા૦ ૯
શ્રવણમનનથી શુદ્ધ થયું મન, સ્વરૂપ વિભુનું ભાસ્યું;
અખિલ જગતકર્તાર બ્રહ્મનું, અદ્વૈત જ્ઞાન પ્રકાશ્યું. મહિમા૦ ૧૦
અધિક પ્રેમ હરિજનના ઉપર, વિશેષ લાગે વહાલા;
અધક્ષણ ઈશ્વરને નવ ભૂલે, મનની કીધી માળા. મહિમા૦ ૧૧
સુતાં બેસતાં ખાતાં પીતાં, ભગવતને ના ભૂલે;
અષ્ટ પ્રહર આનંદમગનમાં, પ્રેમે હૈયું ફૂલે. મહિમા૦ ૧૨

એક સમય દિન અસ્ત થયો ને, બે ઋષિ આવ્યા બીજા;
પુણ્યધામાએ પ્રેમે ભેટયા, હૃદયામાંહિ રીઝયા. મહિમા૦ ૧૩
ઉષ્ણોદકથી સ્નાન કરાવી, ભાવે ભોજન દીધાં;
કામિનીસહિત કહે કર જોડી, અમને પાવન કીધાં મહિમા૦ ૧૪
મહાનુભાવનો સંગ મળ્યો, એ અધિક પુણ્ય અમારૂં;
સર્વ પદારથ સુલભ છે પણ, દુર્લભ દર્શ તમારૂં. મહિમા૦ ૧૫
પૂર્ણ ભાગ્ય હોય જે પ્રાણીનાં, ભકત બ્રહ્મના ભેટે;
અનેક સાધન દીધાં છે પણ, સતસંગતિની હેઠે. મહિમા૦ ૧૬
વાતો કરતાં રજની વીતી, સર્વ સવારે જાગ્યા;
પુણ્યધામાને પેલા બે જણ, પ્રીતે પૂછવા લાગ્યા. મહિમા૦ ૧૭
કહોને ગંગા રહી કેટલે, બહોળો માર્ગ બતાવો;
ઈચ્છા હોય તો અમસંગાથે, આપે ચાલી આવો. મહિમા૦ ૧૮
કર જોડી પુણ્યધામા કહે છે, ગંગા મેં નહિ દીઠી;
બૃહત્તપાના મુખની મુજને, લાગે વાણી મીઠી. મહિમા૦ ૧૯
ગંગા છે બે ગાઉની ઉપર, લોક સર્વ એમ કહે છે;
મારૂં મન તો કથાતીર્થમાં, નિશદિન સ્નાન કરે છે. મહિમા૦ ૨૦
તમ સરખા પુરુષોની સેવા, કથા પ્રભુની ભાવે;
એથી અધિકું મારા મનમાં, બીજું કાંઈ ન આવે. મહિમા૦ ૨૧
એવું સુણિને બે ઋષિઓએ, ધિક ધિક મુખથી કીધું;
આવા દુષ્ટ વિપ્રનું આપણે, અન્ન ઉદક કયાં લીધું. મહિમા૦ ૨૨
પુણ્યધામાની નિંદા કરીને, ગંગા ઘણી વખાણી;
એથી દુઃખ લાગ્યું ઈશ્વરને, અદૃષ્ટ થઈ ગયું પાણી. મહિમા૦ ૨૩
સરિતામાંહે સઘળે ફરિયા, હિમાલયે જઈ હાર્યા;
અદૃષ્ટ થએલી ગંગા તેથી, ના દીઠી જળધારા મહિમા૦ ૨૪
ગદ્ ગદ્ કંઠે કરી સ્તુતિને, અતિ ઘણું અકળાયા;
ગગનગિરાએ ગંગા બોલી, મહાબ્રહ્મની માયા. મહિમા૦ ૨૫

કથા તણી તમે કરી અવજ્ઞા, પ્રભુને લાગ્યું માઠું;
એ અપરાધે અદૃષ્ટ થઈને, ગંગાનું જળ નાઠું મહિમા૦ ૨૬
પુણ્યધામાની પાસે જઈને ક્ષમા માગશો જયારે;
પરમેશ્વર જો પ્રેમે રીઝશે, ન્હાવા પામશો ત્યારે. મહિમા૦ ૨૭
તે વેળાએ તે ઋષિઓએ, કહ્યા પ્રમાણે કીધું;
ગુપ્ત થયેલી ગંગા પ્રકટી, તેને દર્શન દીધું મહિમા૦ ૨૮
હરિકથાપર હેત ઉપજયું, સૌ તીરથથી સારૂં;
જે સમજયાથી અજ્ઞાનીનું તરત ટળે અંધારૂં મહિમા૦ ૨૯
ઉપરના મળ જળથી જાયે, કથા મનોમળહારી;
**છોટમ** કહે શુધ ભાવ ધરીને, સુણજો નર ને નારી. મહિમા૦ ૩૦



## ધોળ પહેલું

જી રે સાર ભલો છે સંસારમાં, હોય નીતિનિપુણ નરનાર,
સુત્તત્વ વિચાર, જીવન ધન તેહનું ...૧
સત્ય શીલ ક્ષમા ગુણ શોભતા, દયા દાન વિચાર વિવેક,
ધર્મ દઢ ટેક, જીવન ધન તેહનું. ...૨
સદ્‌વિદ્યા કળા ગુણ ચાતુરી, ઉગ્ર અનુભવ આતમ લક્ષ,
તજી સૌ પક્ષ, જીવન ધન તેહનું. ...૩
ગુરુભકિતો સજજન સંગતિ, સત્‌શાસ્ત્ર ને જોગાભ્યાસ,
આનંદ નિવાસ, જીવન ધન તેહનું. ...૪
સ્થૂળ સૂક્ષ્મ કારણ પરહરી, મહાકારણ ઉપર આપ,
સ્પર્શે નહિ પાપ, જીવન ધન તેહનું. ...૫
જેણે લક્ષ્ય લહ્યા ઓમકારનો, નહિ અક્ષરબિંદુ ત્યાંય,
વિભુપદમાંય, જીવન ધન તેહનું. ...૬
જન ઉગ્રભાગી એવા જગતમાં તે તો જાણો હરીતણા હંસ,
કૈવલ તણા અંશ, જીવન ધન તેહનું. ...૭
જન જંગમ તીરથ જાણવા, તેને મળતાં મનોમળ જાય,
કરે શુદ્ધ કાય. જીવન ધન તેહનું. ...૮
વસે ભકિત ભાગીરથી જેહમાં, ભલી જમુના તે ભગવત્ ધર્મ
સમેત સુકર્મ, જીવન ધન તેહનું. ...૯
બ્રહ્મતનયા તે બ્રહ્મ વિચારણા, વસે વાણી તે પરમ વિજ્ઞાન.
નિરંતર ધ્યાન, જીવન ધન તેહનું. ...૧૦
મહાભાગ્યે એવા જન જો મળે, ટાળે તનમન કેરા વિકાર,
તારે સંસાર, જીવન ધન તેહનું. ...૧૧
કહે **છોટમ** એવા સુજાણનું, જાણો જગતમાં જીવ્યું પ્રમાણ,
કરે કલ્યાણ. જીવન ધન તેહનું. ...૧૨



# રાગ ધોળનાં પદ
## ધોળ બીજું

સાધીએ સાધન સહેજ સમાધિ, અળગી કરો હઠયોગ ઉપાધિ;
એમ અહર્નિશ અલખ આરાધી, તો લાધી કળા હોય ગુરુતણી રે. ...૧
વિશ્વ સમસ્ત બ્રહ્મમય ધારી, સંયમ કરવી એ ઈંદ્રિયો સારી;
એ યમ સાધન પ્રથમ વિચારી, તો નામરૂપ મિથ્યા ગણી રે ...૨
વૃત્તિપ્રવાહ સજાતિમાં કરવો, વિજાતિકેરો તિરસ્કાર ધરવો;
આનંદસિંધુ સર્વેશ્વર વરવો, તો નેમ એવો દૃઢ ધારીએ રે. ...૩
મનથી પ્રપંચ ત્યાગ કરી દીજે, આત્માતણું અવલોકન કીજે;
પ્રેમના પ્યાલા નિરંતર પીજે, તો ત્યાગ સાધન એ વિચારીએ રે ...૪
વાચાઓ જેમાં નિવૃત્તિ રે પામે, અચળ મન કરી રહેવું તે ઠામે;
શબ્દ ન હોય શબ્દાતીત ધામે, તો મૌન સાધન એમ જાણીએ રે. ...૫
આદિ અંત ને મધ્યની માંહી, એક બ્રહ્મવિના અવર નહિ કાંઈ;
વાસ કરી રહીએ નિત્ય ત્યાંહી, તો દેશ એકાંત પ્રમાણીએ રે. ...૬
સર્વ ભૂત તે બ્રહ્માથી બળીઆ, જાય નિમેષમાં કાળમાં કળીઆ;
જે ઉપજયા તે સર્વે ત્યાં ભળીયા, તો કાળ નામ છે તેહનું રે. ...૭
ત્રિગુણ ઉપર આસન કરીએ, સર્વ અધિષ્ઠાનમાં મન ધરીએ;
આદિ સિદ્ધમાંહે સ્થિર ઠરીએ, તો નામ સિદ્ધાસન એ ખરૂં રે. ...૮
વિશ્વ સમસ્તનું મૂળ છે જેમાં, અચળ કરી મન બાંધીએ તેમાં;
અંગ અંડોલ થઈ રહે એમાં, તો સ્થિર સ્થંભન જેવુ તરુ રે. ...૯
દૃષ્ટિ જ્ઞાનમય આપણે કરીએ, જગત બ્રહ્મમય જાણીને ઠરીએ;
નાસાને અગ્રે નેન શીદ ધરીએ, તો દૃગની સ્થિતિ એમ કીજીએ રે. ...૧૦
પ્રાણાયામતણી કહું રીતિ, વૃત્તિ નિરોધા કરે મન જીતી;
પુરણ બ્રહ્મવિષે કરી પ્રીતિ, તો પ્રેમસુધારસ પીજીએ રે ...૧૧
બ્રહ્માસ્મિત દૃઢ વૃત્તિ રે ગ્રહીએ, પૂરક પ્રાણ તો તેને રે કહીએ;
ત્યાગ નિરોધ પ્રપંચનો લહીએ, તો રેચક પ્રાણ તે જાણીએ રે. ...૧૨

સદ્‌વૃત્તિ હોય નિશ્ચળ જયારે, કુંભક પ્રાણ તો કહીએ ત્યારે;
આત્મભાવ વિશ્વમાં વિચારે, તો પ્રત્યાહારે મનમાં જવું રે. ...૧૩
જે જે ઠામે રહે મન જાતું, તે તે ઠામે બ્રહ્મચિંતન થાતું;
ધારી ધારી મન રાખવું ધાતું, તો ધારણા નામ તેનું કહ્યું રે ...૧૪
બ્રહ્મ અહંગ નિરાલંબ વરતિ, ગગનાકાર થઈ રહે ફરતી;
સંકલ્પ વિકલ્પ તે નથી કરતી, તો ધ્યાન નામ તેનું સહી રે. ...૧૫
સકળ વિકાર રહિત હોય જયારે, બ્રહ્માકાર વૃત્તિ હોય ત્યારે;
સમ્યક્ વાસના માત્ર વિચારે, તો નામ સમાધિ એને કહીએ રે. ...૧૬
પંદર અંગે એ જ્ઞાનસમાધિ, મહાયોગેંદ્ર શકે કોઈ સાધિ;
**જન છોટમ** ટળે દ્વૈત ઉપાધિ, તો શ્રીમત્ કરુણાસાગરે કહી રે. ...૧૭

## ઘોળ ત્રીજું

મનનો વિચાર કરો તમે સાધુ, મનથી થયું છે બ્રહ્માંડ બાધું;
મનનું મૂળ કોઈ જ્ઞાનીને લાધ્યું, તો બીજા વહ્યા વાકયજાળમાં રે. ...૧
બાવન અક્ષર પ્રણવમાં છે. મન તેમાં થકી પૃથક્ કરે છે;
શબ્દતણા પછી ઘાટ ઘડે છે, તો એને ગમે તેમ ઉચરે રે. ...૨
જગ સકળ પણ મનથી થયું છે, પુરૂષરૂપે પણ પોતે રહ્યું છે;
કર્તા સર્વનું એજ કહ્યું છે, તો ઉપજાવે પાળે હરે રે. ...૩
જે જે ભાવ સ્વભાવમાં સૌને, શરીરથી ભેટે સુતાને કે વહુને;
જુજવી રીતિએ જાણે છે બહુને, તો ઘટતું અઘટતું મન કરે રે. ...૪
મન માને છે મારૂં ને તારૂં, પાપપુણ્ય વળી ખોટું ને સારૂં;
કર્મ શુભાશુભ મન કરનારૂં, તો હર્ષ શોક સૌ એહને રે. ...૫
મન બંધન મન મુકતી રે પામે, નાખે જઈ ઉચ નીચને ઠામે;
મન જઈ લાગે છે વિધ વિધ કામે, તો વિધાકળા ગુણ મનવિષે રે. ...૬
મન વિષયી ખટરસનો રે ભોગી, મન સંસારી ને મન છે જોગી,
મન નિર્મળ ને મન મહારોગી, તો મન એ નિરંજન દેવ છે રે. ...૭
મનનો સ્વભાવ છો પારાના જેવો, જીવતો ચપળ રમે છે તેવો;
બાંધી જાણે તો છે અદ્‌ભુત એવો, તો લઈને ઉડે આસમાનમાં રે. ...૮

મૂચ્છર્ાયેલો કોઈ મારે છે જયારે, વ્યાધિવિનાશ થાય છે ત્યારે;
શુદ્ધ મરેલો બને છે જે વારે તો, અજર અમર કરે દેહને રે. ...૯
ગગનાકાર કરે મન સાધી, ટળે સહુ દ્વૈત ઉપાધી;
ઉન્મૂનિ મન થઈ લાગે સમાધી, તો ભોગવે આનંદ બ્રહ્મનો રે. ...૧૦
કોટી ઉપાસન સાધન સાધે, ત્યમ ત્યમ તૃષ્ણા અતિઘણી વાધે;
મન તો મરે જો પ્રણવ આરાધે, તો **છોટમ** હંસ અખંડ છે રે. ... ૧૧

## ધોળ ચોથું

જગકર્તાની જુઓ ચતુરાઈ, આપ ઈચ્છાએ સૃષ્ટિ ઉપાવી;
સ્થાવર જંગમ જાતિ સોહાવી, તો લક્ષચોરાસી ભાતની રે. ...૧
રસબીજક ચરજાતીનાં કરિયાં, સ્થાવર કઠિનમાં અંકુર ભરિયાં;
પરસ્વાધીન જીહ્‌વા વિસ્તારિયાં, તો રચના કરી ભાતભાતની રે. ...૨
સમ ચૈતન સત્તાને પ્રતાપે, મળી રહ્યાં પોત પોતાને માપે ;
હરદમ હાલે પ્રણવને જાપે, તો સુષુપ્તિસરખાં થયાં સહી રે. ...૩
જાણ્યવિના હાલે જડ જેવા, લોહકારની ધમણ હોય તેવા;
શૂન્ય મૌન નવ બોલે તેવા, તો અંશવિના ઉચરે નહિ રે. ...૪
જયમ ઋતુરાજવિના તરુ સારાં, ફૂલે ફળે નહિ કોઈ બચારાં;
જાણ્યાવિના જંગમ એક તારાં, તો અક્ષર કુસુમ ન ઉમરે રે. ...૫
જયારે અંશ પ્રેર્યો અવિનાશી, નખશિખ જાણ્ય રહી પરકાશી;
વિચિત્ર વિવેકનો થયો વિલાસી, તો પૂરણતા જેની તનુવિષે રે. ...૬
અંશ માલિક સૌ માલ છે એનો, દાવો રે તેમાટે તેનો;
પ્રબળ પ્રતાપ જાહેરજગ જેનો, તો આપપણું જાણે આપણું રે. ...૭
તે રે આપપણું અળગું રહે છે, કમળ ઉપર જેમ ભમર ભમે છે;
સકલ વિષય રસનું સુખ લે છે, તો માન ધરે મન તે તણું રે. ...૮
ઈંદ્રિયો વિષયોનું સુખ લે છે, તે જ વિષય સુખ મનડું ગ્રહે છે;
મનનું સુખ તે અંશ લહે છે, તો અંશ લોભાયો વિષયસુખે રે. ...૯
વિષયોનું સુખ છે નહીં સાચું, ઝાંઝવાનું જળ જેવું છે કાચું;
અવિવેક તુચ્છમાં મન રાચ્યું, તો એથી ભમે છે તે ભવવિષેરે. ...૧૦

સાચા સદ્‌ગુરુ મળે છે જેને, તુચ્છથી વૈરાગ ઉપજે તેને;
બ્રહ્માનંદ સુખ ઉપજે એને, તો પામે પરમ પદ તે જનો રે. ...૧૧
વૈરાગથી પ્રકૃતિ લય પામે, વિષયવાસના મનથી વિરામે;
**છોટમ** નિજાનંદ સુખ પામે, તો સિદ્ધ થયો તે જાણિયે રે. ...૧૨

## સાંભળને તું સજની મારી રજની કયાં રમી આવી જી રે, એ રાગની

### ગરબી

જો વિચારી જીવડા તારી, કોણે સરજી કાયાજી રે,
કોણે તુજને બુદ્ધિ આપી, કોણે બાંધી માયા;
તે પ્રભુ ભજીએ જીરે. તે પ્રભુ૦ ૧
મનુષ્યા દેહ સરવથી મોટો, સરજયો જેણે સારો જીરે;
તે કર્તાને જે વિસારે, તે પ્રાણી હત્યારો. તે પ્રભુ૦ ૨
નિર્મળ નેત્ર કર્યા છે જોવા, સાંભળવાને કાનજી રે;
નાક કર્યું છે સુગંધ લેવા, ઘટમાં આપ્યું જ્ઞાન. તે પ્રભુ૦ ૩
જીભ કરી છે સ્વાદ જાણવા, વિદ્યા ભણવા વાણીજીરે;
કર આપ્યા છે કર્મ કરવા, તે કર્તા લ્યો જાણી. તે પ્રભુ૦ ૪
પગ આપ્યા છે પરમ દયાળે, પુણ્યપંથમાં જાવા જીરે;
ખાનપાનને ખટરસ મેવા, સરજયા તારે ખાવા. તે પ્રભુ૦ ૫
બબ્બે અક્ષર બોલે એવી, પશુ પંખી સૌ પ્રાણી જીરે;
બાવન અક્ષર બોલી જાણે, આપી નરને વાણી. તે પ્રભુ૦ ૬
કોટિક ધન મુલ્યેથી ન મળે, શ્વાસ સજર્યો એવો જીરે;
જાુઠું બોલી જે જન ખોશે, જીવ જનાવર જેવો. તે પ્રભુ૦ ૭
અગણ્િત ધન ખર્ચે નવ આવે, એવી બુદ્ધિ આપી જીરે;
કુડ કપટ અન્યાય આચરશે, તે નર પામર પાપી. તે પ્રભુ૦ ૮
એવો દેહ અનોપમ સરજી, જીવને સોંપ્યો જયારે જીરે;
સારી શીખામણ દીધી છે, ત્રિભુવનનાથે ત્યારે. તે પ્રભુ૦ ૯

પાપમાર્ગે જો પરવરશો, પડશો દુઃખને દરીયે જીરે;
પુણ્યમારગ છે સુખપૂરણ, એમ કહ્યું છે હરીએ. તે પ્રભુ૦ ૧૦
પાપ કરે કે પુણ્ય કરે તે, જીવતણાં પ્રભુ જાણે જીરે;
તેમાટે દશ દેવ રચીને, મૂકયા દશ ઠેકાણે. તે પ્રભુ૦ ૧૧
આંખોમાં છે અંશ સુરજનો, કાનવિષે દિકપાલ જીરે;
વૈદ દેવનો નાકે રહે છે, વરુણ વસે રસમાય. તે પ્રભુ૦ ૧૨
મુખમાં અગ્નિ મારુત ચર્મે, ઈંદ્ર અંશ છે હાથે જીરે;
મનમાં ચંદ્ર ચરણમાં વિષ્ણુ, ગુરુબુદ્ધિની સાથે. તે પ્રભુ૦ ૧૩
ઉપસ્થ ઠામે બ્રહ્મા રહે છે, મૂળવિષે યમરાયજી રે.
અહંકારમાં રુદ્ર દેવ છે, ચિત્ત ક્ષેત્રજ્ઞ સદાય. તે પ્રભુ૦ ૧૪
અંતર ચાર રહે દશ બાહર, દેવ ચર્તુદશ એવા જીરે;
છાનું છપનું કર્મ કરે તો, જણવે પ્રભુને તેવા. તે પ્રભુ૦ ૧૫
તે માટે ચેતીને ચાલો, રાખો આચરણ રૂડાં જીરે;
હીસાબવેળે જશો હરબડી, કામ ન કરશો કુડાં, તે પ્રભુ૦ ૧૬
હમણાં પાપ કરે હરખીને, આગળ અઘરી આંટી જીરે;
મરણ પછી મહાસંકટ પામે, મારે મરચાં છાંટી. તે પ્રભુ૦ ૧૭
થોડામાંહી ઘણું કહ્યું છે, માનવ લેજો માની જીરે;
**કહે છોટમ** કરતાને ભજશે, તેને ચિંતા શાની તે પ્રભુ૦ ૧૮

## રાગ ધોળ - સપ્તભૂમિકા વર્ણન

ગુરુથી જેને જ્ઞાન મળ્યું છે, તેને છે નીરાંત જોને;
ચિત્તવૃત્તિને ચડતી ચડતી, જ્ઞાનભૂમિકા સાત જોને. ...૧
વેદાંતે જે વરણન કીધું, જિજ્ઞાસુને માટે જોને;
મોક્ષ થવાની ઈચ્છા જેને, તેજ ચઢે એ વાટે જોને. ...૨
પહેલી ભૂમી નામ શુભેચ્છા, તેનું લક્ષણ એહ જોને;
સંસાર સઘળો અસત્ય ભાસે, સદ્‌ગુરુ સાથે સ્નેહ જોને. ...૩
વહેતી વૃત્તિ વશ કરવાને, શમ દમ સાધન સાધે જોને;
એ ભૂમીનું નામ શુભેચ્છા, વિવેકબુદ્ધિ વાધે જોને. ...૪

વિચારણા છે બીજી ભોમિ, તે સુણજો નિર્ધાર જોને;
મહાવાકય ગુરુમુખથી સુણતાં, મનન કરે બહુ વાર જોને. ...૧
ત્વંપદ તત્પદ લક્ષ સમજવા, વિચાર ઉપજે જેહ જોને;
જ્ઞાનભૂમિકા ચિત્તવૃતિની, વિચારણા છે તેહ જોને ...૨
તનુ માનસા ત્રીજી ભૂમી, પ્રકટ કરી દેખાડું જોને;
ચંચલ મન તે બહુ વસ્તુમાં, થયું ભમીને જાડું જોને. ...૩
જાડું મન તે બ્રહ્મલક્ષમાં, એકાગ્ર તો ના થાય જોને;
રાતદિવસ અભ્યાસ કર્યાથી, મન ઝીણું થઈ જોને. ...૪
તનુ નામ છે ઝીણાકેરૂં, મનસા મનનું નામ જોને;
ઝીણું હોય તે બ્રહ્મરૂપમાં, ઠરી રહે ને ઠામે જોને. ...૫
જે જ્ઞાનીના ચિત્તની વૃત્તિ, ધ્યાને ઝીણી થાય જોને;
તનુ માનસા ભૂમિકેરો, તે જ્ઞાની કહેવાય જોને. ...૬
ત્રૈણ ભૂમિકા સાધી જેણે, નિર્મળ કીધું મન જોને;
ચોથી ભૂમિ સત્ત્વાપત્તિ, પામે વળતો જન જોને. ...૭
અંતઃકરણની વૃત્તિ જયારે, શુદ્ધ સત્ત્વમય થાય જોને;
અહંબ્રહ્મ એ નિશ્ચયમાંથી, ચિત્ત ચળી ના જાય જોને. ...૮
સ્થૂળ સૂક્ષમ ને કારણદેહથી, અહં ભિન્ન થઈ રહે છે જોને;
ચોથી ભૂમિ સત્ત્વાપત્તિ, તે નર પામ્યો કહે છે જોને. ...૯
બ્રહ્મરૂપમાં ચિત્ત મળીને, બ્રહ્મ સરીખું હોય જોને;
બ્રહ્મદશા તો તેવા નરને, થઈ કહે છે સૌ કોય જોને. ...૧૦
ચોથી ભૂમિની બ્રહ્મદશાથી, સિદ્ધ થએલો હોય જોને;
આસમશકિત ભૂમિ પંચમી, પામે છે જન સોય જોને. ...૧૧
સિદ્ધ દશામાં સર્વ સિદ્ધિઓ, આવી હાજર થાય જોને;
બ્રહ્મદશાથી હેઠો ઉતરી, તેમાં નવ લોભાય જોને. ...૧૨
ઈંદ્રાદિક લોકના સુખની, આસકિત નહી એને જોને;
અસંશકિત એ ભૂમિ કહીએ, અચળ બ્રહ્મસુખ તેને જોને. ...૧૩
પદાર્થભાવની છટ્ટી ભૂમિ તેની એવી રીત્ય જોને,
બ્રહ્મવિના જે અન્ય પદારથ, દેખે સર્વ અનિત્ય જોને. ...૧૪

ઘટપટ આદિ સર્વ પદારથ, બ્રહ્મરૂપથી ભાળે જોને;
પદાર્થ રૂપે કોય પદારથ, ભેદ કરી ના ન્યાળે જોને. ...૧૫
કનકથકી કટ કુંડળ તેને, કનકરૂપ કરી લેખે જોને;
બ્રહ્મથકી જે જકત થયું તે, બ્રહ્મસ્વરૂપે દેખે જોને. ...૧૬
પદાર્થમાં જે બ્રહ્મ ભાવના, પદાર્થભાવની નામ જોને;
હવે કહું છું તટસ્થ તુરીયા, તે ઠરવાનો ઠામ જોને. ...૧૭
ભૂમિ સાતમી નામ તુર્યગા, જે હોય તુરીયારૂપ જોને;
જીવ બ્રહ્મની થાય એકતા, આનંદ કંદ અનૂપ જોને. ...૧૮
તુરીયા રૂપે સદાય રહે તે, પાછો હઠીના જાય જોને;
પરાલબ્ધથી દેહ રહે પણ, જીવન મુકત ગણાય જોને. ...૧૯
**છોટમ** કહે એ ભૂમિ સાતમી, નામ તુર્યગા કહે છે જોને;
ઋષભદેવ ને જડભરતાદિ, એ ભૂમિમાં રહે છે જોને. ...૨૦

## હરિભજનવિના, દુઃખદરિયા સંસારનો પાર ન આવે, એ રાગ

સત્ય સાચવતાં, કષ્ટ પડે પણ કોટીક યજ્ઞસમાન છે,
પણ અસત્યવડે, આવે સુખ તે દુઃખના ઓઘ નિદાન છે. ટેક
છે પ્રકાશ જેવો સુરજતણો, તે સર્વેને સુખરૂપ ઘણો,
એવા ગુણવાળું તમે સત્ય ગણો, સત્ય૦૧
છે સત્ય જેવું અંધારૂ, તેને ઉલૂક અભાગી કહે સારૂં;
વળી ચોર જારતે માને ચારુ, સત્ય ૦૨
વિશ્વામિત્રે હરિશ્ચંદ્રતણું, સત જોવાથી થયું દુઃખ ઘણુ;
રહ્યો અડગ લહ્યો છે અમરપણું. સત્ય ૦૩
બ્રહ્માંડ રહ્યું છે સત્યવડે, તે સત્ય જતાં સૌ ભાગી પડે;
જૂઠા જીવો તો રોજ રડે. સત્ય ૦૪
જૂઠું તે છે જડરૂપ સહુ, તેમાં બોલે છે તે સત્ય બહુ;
જીવમાત્રવિષે શિવ એક લહુ, સત્ય૦૫

જોગ જપ તપ તીર્થ કોટી કરે, પણ સત્ય વ્રત નહી ઊર ધરે;

તે નર નિષ્ફળ કર્મ કરી મરે. સત્ય૦૬

ધિક જે નર જૂઠું બકનારા, તેથી ખગકાગ ઘણા સારા;

કહે શુકનતણા જાણનહારા. સત્ય૦૭

કહે **છોટમ** જે જૂઠા પ્રાણી, તેની અઘ ઓધાર જેવી વાણી;

તેને સૌ નંદેનર નીચ જાણી. સત્ય ૦૮

## અથ વિવેકમંજરી
## દોહરા

જીવ સકલની જાત્યમાં, ઉત્તમ નર અવતાર;
વિવેક નહિ જે નરવિષે, ગર્ધભ તેજ ગમાર. ...૧
ગર્દભ કહે ગમારને, તમે ગણો મુજ તોલ;
કિંમત મુજ ગુણની કરી, બોલો વળતી બોલ. ...૨
સ્વામીની સેવાવિષે, કસુર કરૂં નહિ કાંય;
ભમી કરી ઉદર ભરૂં, જેવું દેખું જયાંય ...૩
હિંમત પણ હારૂં નહિ, હર ઘડીએ હોંસિયાર;
ભય દેખી ભાગુ નહી, ભલો ઉઠાવું ભાર. ...૪
ખરીવાત જોઈ ખરતણી, ઉપમા દીધી આન;
વિવેક નહિ જે નરવિષે, તે શઠ શ્વાનસમાન. ...૫
શ્વાન કહે શઠ હું નહી, કહું છું મારાં કામ;
સ્વામીની સેવાવિષે, હું નહી લૂણહરામ. ...૬
અલ્પ આહાર આવે કદિ, તોય રહે સંતોષ;
કડકા બચક કારણે, સર્વ સાચવું કોશ. ...૭
જાણે નહિ કોઈ જાગતું, જાણું ચંચલ સોર;
છાનો આવે છલ કરી, ચડપ જણાવું ચોર. ...૮
ડાચાને જોરે કરી, દુશ્મન રાખું દૂર;
વકારે ચો ઘણું, સબલ જણાવું સૂર. ...૯

ઈંદ્રિજિત અહર્નિશા, એમ માસ અગીઆર;
સ્વામીભકિત સર્વથા, વધતો નહી વિચાર. ...૧૦
અવિવેકીની ઉપમા, અમને કેમ અપાય;
નહિ વિવેક જે નરવિષે, તે કાગસમો કહેવાય. ...૧૧
કાગ કહે ગુણ માહ્યરા, શઠ જેવા નહિ છેક;
મારા જેવો મનુષ્યમાં, વિધિનો નથી વિવેક. ...૧૨
આહાર કાંઈ આવી મળે, સૌને કરીએ સાદ;
જમીએ જણ ઝાઝા મળી, વઢીએ નહિ કરી વાદ. ...૧૩
કાગતણા કુટુંબમાં, નહી કંઈ વધે વિરોધ;
ચોફેર ચંચલ દુષ્ટિએ, સઘળો કરીએ શોધ. ...૧૪
ઉચરીએ નહિ જીભથી, જૂઠો કાંઈ ઉચ્ચાર;
વિધા કાગવચનવિષે, સમજે કોઈક સાર. ...૧૫
કરીએ નહિ કોઈ દેખતાં, વનિતાસંગ વિહાર;
નીતિ અમારી નાતમાં, ખરો સંપ નહિ ખાર. ...૧૬
અવિવેકી જેવા અધમ, કહેશો જારે કાગ;
તો કેમ મળશે શ્રાદ્ધમાં, પિતૃનો બળિભાગ. ...૧૭
કિંમત જાણી કાગની, કવિએ કર્યો વિચાર;
અવિવેકી નરને કહ્યા, ઘુવડ જેવા ગમાર. ...૧૮
એમ સુણીને ઉચરિયા, રાત્રીકેરો રાય;
જુઓ અમારી જાતમાં, પ્રીતિનીતિન્યાય. ...૧૯
સર્વે રહે છે સંપથી, સારી સભા ભરાય;
શાણા થઈ બેસે સહુ, બહુ બકવા ના થાય. ...૨૦
ભાષાઓ બહુ ભાતની, જાણે બોલી જેહ;
મોઢે નામ મનુષનું, સુણતાં શીખે તેહ. ...૨૧
મુવે મુવો જેને કહે, તે નર પણ મરી જાય;
આશીષ દે આનંદથી, તે નર સુખીઓ થાય. ...૨૨
ઉલૂકઅંગના તેલમાં, ઝાઝા જાદુ જંત્ર;
જૈનતણા જાણે જતી, તેહ તેલના તંત્ર ...૨૩

એક અંગના તેલનો કાજલ અંજન થાય;
ઉડું હોય અવનીવિષે, ડાટયું ધન દેખાય. ...૨૪
બીજા અંગના તેલનું કાજલ આંજે કોય;
કાયા કોઈ દેખે નહિ, અદૃષ્ટ એથી હોય. ...૨૫
એમ ચત્મકારી ઘણી, ઉલૂકમાંહી અપાર.
અવિવેકીની ઉપમા, એને નહી લગાર. ...૨૬
અવિવેકીની ઉપમા, શોધી કાઢયો સાપ;
જેને નજરે જોઈને, સૌ પામે પરિતાપ. ...૨૭
સર્પ કહે મુખ માહ્યરૂં, વિખથી છે વિકરાળ;
ઉત્તમ જો હોય ઔષધી, કોયનો ના હોય કાળ. ...૨૮
શરીરધારી સર્વને, શત્રુનો સંતાપ;
આયુધ આપ્યાં ઈશ્વરે, ઉગરવાને આપ. ...૨૯
શૃંગ દાંત નખ કોઈને, કોઈ કાંટો કોઈ ચાંચ;
ઝેર કર્યા કોઈ જીવમાં, એથી ન લાગે આંચ. ...૩૦
ડશીએ દુઃખ દેનારને, સાચવીએ નિજ દેહ;
મંત્ર ઔષધી માનીએ, તરત હોય જો તેહ. ...૩૧
અવિવેકી અમથા નડે, વણવાંક દે દુઃખ;
વસમા જન્મ્યા વ્યાલથી, ધિક જનનીની કુખ. ...૩૨
અમને અવિવેકીતણી, ઉપમા નહિ લવલેશ;
પથ્થર જેવા પ્રાણીઆ, ઠાલા મારે ઠેસ. ...૩૩
પથ્થર કહે પામરસમા, નહી અમે નિર્ધાર;
અમથી આખા જગતમાં, પૂરો પરઉપકાર. ...૩૪
સરોવરમાં શલ્યાવડે, ધુએ વિધિએ વસ્ત્ર;
પથ્થરથકી ઘસાય છે, સર્વ લોકનાં શસ્ત્ર. ...૩૫
મેહેલ મંદિર મૂર્તિઓ, કંઈ કંઈ સારાં કામ;
પથ્થરથકી બને બહુ, ધર્મતણાં જે ધામ ...૩૬
કિંમત હોય કંચનતણી, તોલે વસ્તુ તમામ;
પથ્થરથી ચાલે ઘણાં, કારીગરનાં કામ. ...૩૭

જોતાં પથ્થર જાતમાં, ઉપજે વસ્તુ અમુલ્ય;
પારસ ને ચિંતામણિ, નહીં કોઈ તેની તુલ્ય. ...૩૮
ચમકથકી લોઢું ચલે, ચમત્કાર છે એજ;
પાવક પ્રગટે ચમકમેં, તરત થાય છે તેજ ...૩૯
જોતાં પથ્થરજાતમાં, એવા ગુણ અપાર;
અવિવેકી સરખા થઈ, દેશો નહિ ધિક્કાર. ...૪૦
મનના મેલા મૂરખા, જે અવિવેકી જીવ;
મલસરખા તે માનવી, છાણસમાન સદૈવ. ...૪૧
ગોબર કહે મુજમાં ઘણા, ગુણ છે સૌથી સાર;
પરખો મારા પિંડમાં, પૂરણ પરઉપકાર. ...૪૨
ખાતર નાખે ખેત્રમાં, રૂડી થાય રસાલ;
ગારે ઘર લીપાય છે, દીસે ઝાક ઝમાલ. ...૪૩
અવગુણ તો એકે નહી, જોજો કરી વિવેક;
અવિવેકી નર જાણવા, છાહાર સરીખા છેક. ...૪૪
છાહાર કહે હું છું ભલી, અંગે ચોળે ઈશ;
ચપટી મંત્રી ચોપડે, જાય વીંછીનું વીષ. ...૪૫
રખેળે જો રાખથી, સળે નહી કણ સોય;
ખરી વાત છે ખાખની, ગુણ જાણે સૌ કોય. ...૪૬
ભસ્મ કહે હું છું ભલી, બ્રાહ્મણ ચોળો ભાલ;
પવીત્ર જાણી પ્રીતથી, સંધ્યા સજે ત્રિકાલ. ...૪૭
ભેખ ભસ્મ ધારણ કરે, ભજવાને ભગવાન;
અવિવેકી આ લોકમાં, માંનો મેંશ સમાન. ...૪૮
મેંશ કહે મારા થકી, ઘણાક ગ્રંથ લખાય;
કવિજન બહુ કવિતા રચે, ગોવિંદના ગુણ ગાય. ...૪૯
અબલા આંજે આંખમાં, રૂડું દીસે રૂપ;
મારે મન સરખું સહુ, ભિક્ષુક હો કે ભૂપ ...૫૦
સારા ગુણથી શોભતું, જાુ-ામાં જે નવ હોય;
માટી જેવા મૂઢનર, કહે તેને સૌ કોય. ...૫૧

માટી કહે ગુણ માહ્યરા, કોઈ જાંણે કુંભાર;
પાત્ર બને બહુ પેરનાં, સુખ પામે સંસાર. ...૫૨
ઈંટો નળીઆં કોઠીઓ, આવે સૌને કામ;
ધરણી સૌ માટીતણી, તેનાં બાંધે ધામ. ...૫૩
ગુણ માટીના છે ઘણા, માટે દેવું માન;
તુચ્છ હોય જે પ્રાણીઆ, તે તો તૃણસમાન. ...૫૪
તૃષ કહે ગુણ માહ્યરા, એવા નહી અશુદ્ધ;
પશુ ચરે પાણી પીએ, આપે ઉત્તમ દૂધ. ...૫૫
કૃપાસિંધુ કરતારની, સરજેલી સૌ વસ્ત;
આવે છે ઉપયોગમાં, શોધી જોઈ સમસ્ત. ...૫૬
હિતકારી પ્રાણી તણું, અનહિત ઈચ્છે ઊર;
એ અવિવેકી દુર્ગુણી, સૌ દુનિયાથી દૂર. ...૫૭
ધૂળસરીખા ધારીએ, સજજનસુ નહિ સ્નેહ;
વિવેકજલથી વાકમાં, તલભર નાવે તેહ. ...૫૮



# પાઠક અચરતબા રચિત

## પદ – ૧

સામ્રથ સદ્‌ગુરુ સેવીયે, મૂકી મનનું રે માન;

પરહરી અવર ઉપાસના, ધરીયે સાહેબનું ધ્યાન સામ્રથ ... ૧

જોતાં વિચારી જગતમાં, પૂંજે સર્વે પાંખડ;

અંતર દ્રષ્ટિના આંધળા, દુઃખના સહેશે રે દંડ સામ્રથ ... ૨

પંચભૂત પ્રલય જાશે, ત્રણ ગુણ જેમ તૂર;

ઉડી જાશે ઓચિંતા જેવું ઝાકળનું નિર. સામ્રથ ... ૩

જડ ઉપાસના જીવની, યોગી આરાધે યોગ;

વ્યાપક બ્રહ્મ વેદાન્તનું, અનુભવ નહિ ઉદ્યોત. સામ્રથ ... ૪

કૈવલ લક્ષ નહિ કોઈને, પડિયા કાળને પાસ;

સત્‌ગુરુ શરણ સેવ્યા વિના, નિશ્ચે થાશો નિરાશ સામ્રથ ... ૫

ગયા તેને સૌ ગાય છે, આગળના જે અવતાર;

ગ્રંથ સૂણીને ગુરુ થયા, ઉલજયા જીવ અપાર. સામ્રથ ... ૬

પ્રપંચ સર્વે પરો કરી, સેવો સત્ય કુવેર;

પ્રભુ દેખાડે પાસથી ફરવું ના પડે ભવ ફેર સામ્રથ ... ૭

અચરત સાહેબને આશરે, સરિયાં સર્વે રે કાજ;

દર્શી જોયું દેદારમાં, આવ્યું અનુભવ રાજ, સામ્રથ ... ૮

# પાઠક અચરતબા રચિત

## પદ – ૧

સામ્રથ સદ્‌ગુરુ સેવીયે, મૂકી મનનું રે માન;
પરહરી અવર ઉપાસના, ધરીયે સાહેબનું ધ્યાન   સામ્રથ ... ૧
જોતાં વિચારી જગતમાં, પૂંજે સર્વે પાંખડ;
અંતર દ્રષ્ટિના આંધળા, દુઃખના સહેશે રે દંડ   સામ્રથ ... ૨
પંચભૂત પ્રલય જાશે, ત્રણ ગુણ જેમ તૂર;
ઉડી જાશે ઓચિંતા જેવું ઝાકળનું નિર.   સામ્રથ ... ૩
જડ ઉપાસના જીવની, યોગી આરાધે યોગ;
વ્યાપક બ્રહ્મ વેદાન્તનું, અનુભવ નહિ ઉદ્યોત.   સામ્રથ ... ૪
કૈવલ લક્ષ નહિ કોઈને, પડિયા કાળને પાસ;
સત્‌ગુરુ શરણ સેવ્યા વિના, નિશ્ચે થાશો નિરાશ   સામ્રથ ... ૫
ગયા તેને સૌ ગાય છે, આગળના જે અવતાર;
ગ્રંથ સૂણીને ગુરુ થયા, ઉલજયા જીવ અપાર.   સામ્રથ ... ૬
પ્રપંચ સર્વે પરો કરી, સેવો સત્ય કુવેર;
પ્રભુ દેખાડે પાસથી ફરવું ના પડે ભવ ફેર   સામ્રથ ... ૭
અચરત સાહેબને આશરે, સરિયાં સર્વે રે કાજ;
દર્શી જોયું દેદારમાં, આવ્યું અનુભવ રાજ,   સામ્રથ ... ૮

## પદ – ૨

(રાગ : પારણાનો)

અહો ધન્ય અકળ પુરુષ, અવિનાશી આપ અલેખ છો
ભવ ભય ભંજન કારણ, કર્તા સજજન સહેત;
મનુ તન ધારી ધરણી પર, વિચરો વૈરાગશું,
આનંદકારી અનુભવનું, નિજ સુખદ સખેત્ અહો ધન્ય ... ૧
મહા મનોહર મૂર્તિ, સુરતિ વર્ણવ સમોવડ,
સરલ સ્વાભાવિક નાવિક, સદ્ ચિદ્ કરુણા કંદ;
કોમળ વચન ઉચ્ચારન, કારણ નેત્ર કટાક્ષને,
તન મન ધન હરિને હરિ, નિર્મળ રહો નિરબંધ અહો ધન્ય ... ૨
એવા અદ્ભુત અબધુ પાવન, પરમ વિશેષણા;
સમલા સરળ સતંતર, જળ કમળાવત્ ન્યાય;
સાક્ષી અખિલ ખલકના, અવિલોકિત તવ અનાદના,
સમ્રથ સરજન આયેહુ, જગજીવન કરત સહાય. અહો ધન્ય ... ૩
તમારી મહા ગતિ દુર્લભ, બ્રહ્માદિક ભવ શેષને,
સરસ્વતિ સમ્રથ નહિ, કોઈ કરવા લક્ષનો લંક;
તો જીવ જંત યુગના, કોણ લહે જેવા તમો,
અચરત સરખા કલીમે, સગુણા નર નકલંક અહો ધન્ય ... ૪
સકલ આચારજના ધજ, હારદ સરસ શિરોમણિ.
સુચિત મુમુક્ષુના સનમુખ, સુમન સુમાલ સુમેર;
અચરત આદ્ય પુરુષ, અજરામર તે મુજને મળ્યા,
પતિત પાવનકારી, કરુણાસિંધુ કુવેર. અહો ધન્ય ... ૫

## પદ – ૩

હે સખી અકલિત અલબેલા અંતરયામી હરિ,
પામી કોટી જન્મના, પુણ્ય તણે પ્રતાપ;
જપ તપ સાધન જોગ કરે, કોઈ કાલે જે મલે,
તે હરિ શું હલમલ, સત્સંગ પ્રતાપ હે સખી ... ૧

પ્રભુના સમીપપણા, સત્સંગ સમો સુખ શું કહું,
નિશદિન નવિન વિલાસ, વિનોદ તણો અંબાર;
વાત કરતાં વહાલપણા, વૈભવમેં નહિ મણા,
ગોષ્ટિ ગમ્મતપણાના, ગર્વા ગુણ ભંડાર હે સખી ... ૨
હસવું રમવું હરિનું હેત, વિવેક વિચારનું
દુરિજન લોક લહે નહિ, પરમેશ્વર પદ પરમ;
માટે મર્યાદા રાખીને, મોહન અનિનપણે અનુસરે,
હું પણ રાખું છું સહિત, મોટપણાનો દૃઢ ધર્મ હે સખી ... ૩
એ મોટા મહા માલિક મહારાજ, પરમ પરમાત્મા,
હું તો અલ્પજ્ઞ ગતિ રંચ, એમની અંશ;
પણ સરખા હમ સાથે, દીર્ઘપણું ના દાખવે,
તેથી મારા મનમાં,રતિ ન અવર આકંક્ષ હે સખી ... ૪
તારે મારે પ્રિત પૂરવની, કહું છું તે માટે હરિ,
માંગલિક મૂર્તિ અનોપમ, રમણિક સરસ રસિક;
અચરત કુવેર ચરણ પદ, પંકજ મન મુકરંદનું,
લોભીત થયું આન્ય, ન વિલમે વાત કશીક. હે સખી ... ૫

## પદ – ૪

જુગજીવન ન્યારા તે બૈ જુગમે મુજને મળ્યા,
અરસપરસ અવિલોકવા, સુર્લભ સગુણ દેદાર;
પૂંજન અર્ચન કરવા, સેવન કરી સમોવડ,
અંતરગત ઈશ્વરપદનું, બલ અપરમપાર. જુગજીવન... ૧
અગમ અગોચર ગોચર, ગુણાતિત ગુણમાં થયા,
વિષ્ણુ જનના મનને, ધરવા નિરંતર ધ્યાન;
સાંગોપાંગ નખશીખ, નિરખી નિહાલ કરવા,
વળી કોઈ સંત પુરુષને, કરવા જ્ઞાન નિદાન જુગજીવન... ૨

ભાગ ત્યાગ કરતાં જે ઉગરે અસિપદ આત્મા,
ખટદશ દ્વાદશ ચોવીસ, ઉપનિષદનો અર્થ;
તેના તત્ત્વ તારણનું સદન, સનાતન જે સંતે,
તે પ્રભુનું પ્રાકટય પ્રિછયા વિના, સર્વે વ્યર્થ. જુગજીવન... ૩
સમદમ ઈન્દ્રિ અંતઃકરણ, નેમ નિગ્રહ કરી,
સુરત નુરત જતમત ગતિ, વૃતી કરીને નચંત;
ઉગ્ર દશાયે ઓળખીયે, મનુષ્ય તનુમે મહારાજને,
રખે જાણતી જે મલે, વિભળ મને ભગવંત જુગજીવન... ૪
હાંસી ખેલ નથી, એવા ગુણવંતની ગોઠડી,
મહા મુશ્કેલ, મોટાની, પાળવા પુરણ પ્રીત;
અચરત કુવેર ચરણમાં, સર્વે સમરપી રીઝીયે,
સાચ થકી હરિ સન્મુખ સદા, રહો રસ રીત જુગજીવન... ૫

## પદ – ૫

સફળ જીવન યુવતીનું, જેને એવા પુરુષ મળ્યા,
લોક ચતુર્દશમાં યશ જેનો, પ્રૌઢ ટહંકાર;
કોટી બ્રહ્માંડ ઈંડના, ધરતાના ધરતા ધણી,
તે પુરણ પદના પ્રભુ, મહદ અંશ અવતાર. સફળ ... ૧
ચેન ચરિત્ર પવિત્રનાં, જોતાં જનમ મરણ ટળે,
ભાવે ભેટતાં ભાગે, ભવોભવની ભીડ;
નિરભે થઈને ફરીયે, નિશંક થકી સંસારમે,
જીવન મુકત થાય નહિ, ત્રિવિધિ તાપની રે પીડ. સફળ ... ૨
તિરથ વ્રત દાન જપ, કર્યાના આ અવતારમાં,
કહો કોણ સંચિતનું ફળ, ઉદે ચયું છે આજ;
અંતરયામીથી નિરંતર, થઈને રે હું ફરૂં,
પુરણ ભાગ્ય ભામની, પામી અખંડિત રાજ. સફળ ... ૩

બાકી નથી રહી બાબત, કોઈની એક ગમા,
સુખના સદનમાં બેઠી, કરું આનંદ,
સંચિત દુક્રિતનાં દુઃખ, હોય તે કોઈ વ્યાપે નહિ.
જેમ કોઈ શ્વાન સતાઈત, ન શકે અશ્વ ગયંદ સફળ ... ૪
સતયુગ ત્રેતા દ્વાપર, કર કલિયુગ કારણ છેકનું,
યુગ અસંખ્ય કલપ પરજંત, કુવેર અવતાર;
અચરત પરમ પુરુષ એવા, સંગે એકતાર રહું,
મારા સુક્રિતનું કાંઈ નહિ, વાર ન પાર. સફળ ... ૫

## પદ – ૬

નવ ઘનશ્યામ પ્રભુને, નિરખો નિજ નેત્રે કરી,
સુખના સાગર સામ્રથ, સાહેબ સત કુવેર;
અખિલ ભોવનના અંતર્યામી, છો આપ હરિ,
મુજને મલિયા મોહન, મટી ગયું અંધેર નવ ઘન .... ૧
મુખ પંકજ મહા મૃદુલ મનોહર શોભા છે ઘણી,
અંબુજ દલ અણિયાળાં, લોચન લોલ વિશાળ;
લલિત કપોળ બિરાજે, ઉન્નત નાશાની અણી,
ભ્રગુટી સરાસન સુંદિર, તિલક બિરાજે ભાલ. નવ ઘન ....૨
સુંદિર શ્રવણ મૃદુલ ગાલ, અધુર અરુણ રંગ ઓપીતા,
ઉજવળ દશન બિરાજે, કુંદ કલીની હાર;
દર્શન ઈચ્છે જેનાં, મુનિ ઈન્દ્રાદિક દેવતા,
કૃપા કટાક્ષે જે જન, પામે ભવજલ પાર. નવ ઘન ....૩
કંબુ કંઠ મનોહર, કંધર વૃક્ષ બિરાજતા,
ઉદર અનોપમ નાભિ, બાહુ પરમ વિશાળ;
નખ ઉદ્ર ગણપતિ દુતિ હર, પરપદ પંકજ સમરાજતા,
વિધ વિધ રાજે ઉર પર, સરસ સુમનની માળ. નવ ઘન .... ૪
નખશીખ નિરખી એવા, પ્રભુને ઉરમાં ધારીયે,
વર્ણન કરતાં જેનાં, કોઈ ના પામે પાર;
અચરત કુવેર ચરણ પર, તન મનધન સહુ વારીયે,
તેને ત્રણ ભુવનમાં, થાશે જયજયકાર. નવ ઘન .... ૫

## પદ - ૭

સાંભળ સહીયર કહું એક, વહાલપણાની વાર્તા,
કરુણાસિંધુ મુજને મલિયા સત્કુવેર;
કલ્પ કલ્પમાં પ્રગટે, કોટિક જીવને તારવા,
પ્રગટ પ્રભાકર હરિયા, કરી કુપંથ અંધેર. સાંભળ ... ૧
મહા તપ કીધાં ઘણાં મેં, પૂર્વે મળવા મહાવને,
કોટી જન્મનાં જપ તપ, તિરથ વૃત ને યોગ;
સકળ સુક્રિત ફળ પુન્યે, પામી શાન્ત સ્વભાવને,
ભાવે પામી અદ્‌ભુત, બ્રહ્માનંદ સુખ ભોગ. સાંભળ ... ૨
પૂર્વના કાળે પળિયા, પુરુષોત્તમ પ્રિતે કરી,
સમીપ સેવાને કાજે, શરણે રાખી આપ;
ઈન્દ્રાદિક સરખાને દુર્લભ, દર્શન એ હરિ,
જેનું વદન વિલોકી, ટળે ત્રિવિધ તાપ. સાંભળ ... ૩
પ્રેમ સ્નેહી મારા, પ્રાણ તણા આધાર છો,
તન મન ધન હું વારી, તમો ઉપર જુગદિશ;
અચરત અખિલ ભોવનમાં, સાહેબ સહુથી સાર છે,
વારંવાર વિનય કરીને, નમું ચરણમાં શીશ. સાંભળ ... ૪

## પદ - ૮

જય જય જુગ તારણ, કારણ રુપ કુવેર છો,
શેષ સરસ્વતી સત કોટીક, ગુણનો ન લહે અંત;
મેં તો જાણ્યા મોહન મહાદ્દ, પુરુષ શિર મેર છો,
વિચિત્ર મહિમા જાણે, કોઈક જવરલા સંત. જય જય ... ૧
મૃતક જીવ કંઈ મોક્ષ પમાડયા, પદ ઉદય કરી,
જીવતા જુગમાં તાર્યા, દર્શાવી દેદાર;
નિશ્ચે દીનબંધુ દુઃખ હરતા, છો પોતે હરિ,
વાણીમાં નિત્ય વસે, નવિન સારનું સાર. જય જય ... ૨

જુઠ્ઠા આચારજ, સૌ બોલેલું બકે,
દળેલું દળે તેમાં, શાનું દીસે જોર;
અંધા જીવ તે અનુભવમાં, શું સમજી શકે,
વાડે બંધાયાં જેમ, વગડા કેરાં ઢોર. જય જય ... ૩
અચવ્યું ચવે તે ચતુર, આચારજ ઈશ્વર હરિ,
ચવ્યું ચવે છે બીજા, ભેખ ગુરૂ ભગવંત;
અચરત એવું નિશ્ચે જાણો, જન જુગતે કરી,
તેના સંગ તેનો કોઈ, ના પામે અંત જય જય ... ૪

## પદ – ૯

શ્યામ સનેહી શ્રીમત્ કુવેર, શરણ ભાવે ભજો,
સકલ ભોવન પતિ, સામર્થ ઈશ્વરના ઈશ;
જુગ જીવનને જાણી, મોહ ગર્વ મનથી તજો,
જન્મે જન્મનું જોખમ, ટાળે શ્રી જુગદિશ. શ્યામ ... ૧
પદ રજ ભજતાં મારે, અંતરદ્રષ્ટિ ઉઘડી,
ભાસ્યું અણુમાં મુજને, અનેક ભોવન;
ખલક ખેલ ખુદ ખાવન, કર્તાની કુંચી જડી,
ચૈતન વિલાસ દરશ્યો, સઘળે એક ચિદ્ ઘન. શ્યામ ... ૨
ચોવીસ રૂપ ધરી હરિ, જ્ઞાનકર્યું કોઈ એકને,
આ કલીમાં તો એવી, કૃપા કરી અવિનાશ;
લક્ષ અલૌકિક ઓપી, તાર્યા જીવ અનેકને,
કૈવલ અંશ દેખાડયા, સાહેબ સર્વાવાસ. શ્યામ ... ૩
પ્રભુના ચરણ પરસતાં, પાતક સઘળાં પરજળે,
થાય કૃતાર્થ જે કોઈ, નિરભે નર ને નાર;
કલ્પવૃક્ષની પેરે, મનમાં કલ્પે તે મળે,
અચરત એક પલકમાં, પામે ભવજળ પાર. શ્યામ ... ૪

## પદ – ૧૦

મન ગાફલ ગંદે કયું ન કરે વિચાર રે, ... ટેક

વેશ લીયા વૈરાગકા રે, પડયા ફંદમાં પાછા,
જોસ વિના સાધુતાકા રે,
બનત નહિ દૃઢ સાસા રે. મન .... ૧

ભેખ લીયા ભગવા કીયા રે, ભિતર ભેદ ન પાયા;
દામ ચામ દિલમે રહ્યા રે,
કેસા જોગ કમાયા રે. મન .... ૨

સત્‌ગુરુકુ સેવ્યા નહિ રે, વૃથા તજયા સંસારા;
જ્ઞાન સૂણી સબ શિખ લિયા રે,
અંતર કપટ અપારા રે. મન .... ૩

બ્રહ્મજ્ઞાન મુખસે કહે રે, કરમ ધરમસે ન્યારા;
ગાંજા ભાંગ તમાકુમાં રે,
મગર રહે મતબાલા રે. મન .... ૪

અવગુણ કોઢ ગુણ ગ્રાહે, સો સાહેબકા પ્યારા;
કહે અચરત સત્ કુવેર પ્રતાપે,
ઉત્તર જાય ભવ પારા રે. મન... ૫

## પદ – ૧૧

સો કેસા જ્ઞાની, સત્‌ગુરુની શિખ ન માની. ટેક

ઓરનકા ગુરુ હોઈ ફીરે રે, આપ નહિ ગુરુ સેવે;
ભોદુ જુગ ભરમાઈ કેરે,
અપના જન કરી લેવે રે. સો કેસા .... ૧

અહંબ્રહ્મ કહી આપ પૂજાવે, કરે કેલ આનંદા;
વિષય વિલાસ મનમાંહી પ્યારે,
સો નહિ ગુરુકા બંદા રે, સો કેસા .... ૨

નાસ્તિક જ્ઞાન દૃઢાય કેરે, કર્મ ધર્મ કહે જુટ્ઠા;
વિપરીત વેદ વિરોધિયા રે,
બુદ્ધિના હીણ બુટ્ઠા રે. સો કેસા .... ૩

સરગ નરક મિથ્યા કહે રે, બાત બ્રહ્મકી ભાખે;
અંતર છલ છૂટે નહિ રે,
જીવ ફંદામા નાખે રે. સો કેસા .... ૪

મૂળ મરમ જાણે નહિ રે, ગુરુ સાહેબકા ઘરકા;
ચૌદલોકમે ઠોર ન ઠેકાણા,
રહે નહિ વા નરકા રે. સો કેસા .... ૫

અચરત કુવેર કૃપા થકી રે, કોઈક સમજે સાચા;
બિન મહેર મહારાજકી રે,
મરે જગત સબ કાચા રે. સો કેસા .... ૬

## પદ – ૧૨

અઘ અવગુણ દરિયા, કલી મળ ભરિયા કઠોર રે. ટેક.
પાઈ અમૂલખ જીંદગી રે, નહિ બંદગી કરતા;
ગુરુ સાહેબ સેવ્યા નહિ રે, ફરે ભવોભવ ફરતા રે. અઘ... ૧
નારી પ્યારી નીચકુ રે, અંતે નરકમાં ઠારે;
ધન સિંચે ધંધા કરે રે, સત્‌ગુરુકુ ન સંભારે રે. અઘ... ૨
જ્ઞાન ધ્યાન જાણ્યા નહિ રે કેસા કાન ફૂંકાયા;
જડ પૂંજે ચૈતન હણે રે, વૈષ્ણવકા વેશ લજાયા રે. અઘ... ૩
દયા ધરમ દલમે નહિ રે, ધરમ અધરમ ન જાણે રે;
સત્ મારગ સમજે નહિ રે, મૂઢ ઘણા મત તાણે રે. અઘ... ૪
સાકૂટ સાધુ થયા તો રે, હોઈ કપીયા કુડા;
માન ભરેલા મુડીયા રે, ભૂત થકી તે ભુંડારે. અઘ... ૫
કરુણાસિંધુ કુવેર સાહેબ, કોટી ભોવનના કર્તા,
અચરત શરણે ન આવીયા રે, તે નીચ નઠારા નરતા રે. અઘ... ૬

## પદ – ૧૩

કોઈ દેખો પ્યારે, ભેખ કહો કે ભાંડ રે. ટેક.
સાજ સરોડા સાજ કે રે, તા બિના ન મેલાવે;
ગુણ જેસ જ્ઞાન કરે રે, વિષે વિલાસ રસ ગાવે રે. કોઈ.... ૧
ઈષ્ટ કૃષ્ણ રાધા કહે રે, તાકી નકલ નચાવે;
ભગવા પહેરી ભેખ લજાવે, લંપટ લોક રિઝાવે રે. કોઈ.... ૨
શિખા ટીકા ઓર પટીકા, નિત્ય સમારે નીકા;
જ્ઞાન ન સમજે ગંડુરવા રે, ફરે જગતમાં ફીકા રે. કોઈ.... ૩
નિર્ગુણકી નિંદા કરે રે, નરકા નામ ભજાવે;
જયાં ત્યાં જન પરમોધ કરે, દુરમતિ દામ કમાવેરે. કોઈ.... ૪
દામ લીયા ડહેરા કીયા, પત્થર પ્રતમાં સ્થાપી;
ખુદ કર્તા ખોજયા નહિ રે, પેટ ભરત ફીરે પાપી રે. કોઈ.... ૫
ઉપર દીસે ઉજલા રે, મેલા મનના કપટી;
ત્યાગ દેખાવત તનસે રે, અંતર માયા લપટી રે. કોઈ.... ૬
મંત્ર જંત્ર ટાણા કરે રે, જુઠ્ઠા જાદુ શીખે;
જો અરસસે મેવા આવે તો, કયું ઘર ઘર ભીખે કોઈ.... ૭
અચરત અંધી દુનિયા રે, કોઈ સાચ જુઠ નવ જાણે;
ગુણહીણ ગરવા કીયા રે, મૂઢ માયામાં માણે રે. કોઈ.... ૮



# શયન આરતી

કરીએ સેન સુખની ઘેન, સમ્રત ગુણ ગ્રામી;
પશુ પંખી કીટ મનુષ, વેલ વન વિરામી. કરીએ... ૧
ભવકે ભરમ તાપ હરમ, થાયે શરમ સામી;
ભરીત નિંદ મુજત નેન, બેન શુધ ન સામી. કરીએ... ૨
અજ ભવ અવતાર આદ્ય, ભયે બ્રહ્મ ભ્રામી;
નિજ પતિ કે સરજ સેજ કુન, હાવે અભિંરામી. કરીએ... ૩
તબકે તાય કોઈ ન પાય, સદા પદ શરણામી;
જુગમે જેત હવીત વેત, કરત કે સકામી. કરીએ... ૪
ઉત ઈત સબ ફરત જુથ, ધૂરત પંથ જામી;
નિજપતિ બિનુ પરમમોક્ષ, હોય ગયે તન પામી. કરીએ... ૫
જુગ વિલાસ માઈક પાસ, પરે પરા સવામી;
સુયે ન કોઈ ભવ ભરોય, નિજપદે નિદામી. કરીએ... ૬
યૌ સબેઈ ફરે આમેઈ, જડ જમાત જામી;
નિજકી પણ ખોજ નહિ, પરકી કયો પરામી. કરીએ... ૭
તબતે સોજ રહી પરોજ, કરન ખોજ સ્વામી;
ભવમે આપ ગયે ભુલાય, કોય ન પાય ઠામી. કરીએ... ૮
જુગમે જાર ગુન પસાર, ભજત હે અઘગામી;
નહીન નિત તિનું જજીત, નિજપતિ બદલામી. કરીએ... ૯
એહી પરકાર નિજ કિરતાર, કોઈ ભરે ન હામી;
રહે અપાર નિજ ન ધાર, અકલ પદ અધામી. કરીએ... ૧૦
તાઈકુ ચીન હવે નચીન, ભવે ન ભિન્ન ભામી;
સૂયે નચીન તેહી તબીન, ઓર નહિ ઠર ઠામી. કરીએ... ૧૧
તાહી અકેલ જઈ સકેલ, આપ ઉરધ હામી;
અચરત કહે કરુણાસાગર, તુમહો અંતરયામી. કરીએ... ૧૨



## ભજન

તમે આરે સંસારમાં માનવ અવતારમાં ... ટેક.
ભજી લે જો ભગવાનને
આતો બાળપણ ચાલ્યું રમતમાં
કાંઈ ભાન ન હતું ગમમ્તમાં
તમો જાગો સવારમાં માનવ અવતાર... ૧
એમ કરતા જુવાની આવી
મોહ માયાવીને મન ભાવી
ભૂલ્યા વિષયના પ્યારમાં, માનવ અવતાર... ૨
થયો પરિવાર મન ઘણું મોહ્યું
થયા વૃદ્ધને આયુષ્યતો ખોયું
શું મોહ્યા ઘરબારમાં, માનવ અવતાર... ૩
સર્વ છોડી જવાનું જ્યારે થાશે,
કહે 'છોટમ' વાયરા વાશે,
કરી ભક્તિ વેપારમાં માનવ અવતાર... ૪



## દિવ્ય ભક્તિ વિલાસ

| પેજ નં. | પદ | લીટી | અશુધ્ધિ | શુધ્ધિ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૧લી | કૈવલહંસા પછી ( )માં લખવુ | ૨ |
| ૬ | ૫ | | નંબર ૪–૫ ને | ૫–૬ લખવા |
| ૭ | ૬ | ૯મી | નૃશ્વય | નિશ્ચય |
| ૧૨ | ૧૧ | ૧૦મી | શુક્ર | શુક |
| ૧૨ | ૧૧ | છેલ્લી | જૈતા | જોતા |
| ૧૪ | ૧૨ | નંબર | ૧,૨,૩,૪ | ૭,૮,૯,૧૦ |
| ૧૪ | ૧૨ | છેલ્લી | તે જન | તો જન |
| ૧૫ | ૧૩ | બીજી | ગણયે | ગણીયે |
| ૧૮ | ૧૫ | છેલ્લી થી ચોથી | બેન | બેને |
| ૨૧ | ૧૮ | ૮મી | અકટ | અકળ |
| ૨૧ | ૧૮ | ૧૧મી | મનુષ્ય | – |
| ૨૧ | ૧૮ | ૧૨મી | ખડિયા | ઘડિયા |
| ૨૩ | ૨૦ | છેલ્લી | સકલ | – |
| ૨૪ | ૨૧ | છેલ્લી | નને | નરને |
| ૨૫ | ૨૨ | પાંચમી | માયમા | માયામાં |
| ૨૫ | ૨૨ | છેલ્લી | એ | રે |
| ૨૬ | ૨૩ | પાંચમી | જ્ઞાન | જ્ઞાન |
| ૨૬ | ૨૩ | ૬થી | કમળથી | કમળની |
| ૨૭ | ૨૩ | ૨જી | જુકામાંહી | જુગમાંહી |
| ૨૭ | ૨૪ | ૩જી | વાચત | વાંચતા |
| ૨૮ | ૨૫ | ૪થી | ઢ | દ્રઢ |
| ૩૦ | ૨૬ | છેલ્લી | ભેદા | ભેદ |
| ૩૨ | ૨૭ | છેલ્લી | ભકિન | ભક્તિ |
| ૩૪ | ૩૦ | ૧લી | ટર | ડર |
| ૩૭ | ૩૬ | ૩જી | રમનો | ઘરમનો |
| ૩૮ | ૩૬ | ૮મી | જો ત્સંગ | સત્સંગ |
| ૩૮ | ૩૬ | ૧૪મી | નરને | નરનું |
| ૩૮ | ૩૬ | ૧૭મી | છોતરાય | છેતરાય |
| ૪૨ | ૪૦ | – | ૧૨૩૪ | ૩,૪,૫,૬ |
| ૪૪ | ૪૩ | ૩જી | જ | ગાંજે |
| ૪૬ | ૪૮ | ૮મી | ગરગમમાં | ગુરૂગમમાં |
| ૪૮ | ૫૦ | ૩જી | મારચ | મારગ |
| ૫૧ | ૫૫ | ૭મી | શોઘે | શોધ |
| ૫૨ | ૫૭ | ૧૦મી | જેને | જોને |
| ૫૪ | ૬૦ | ૨જી | તેહતું | તેહનું |
| ૫૫ | ૬૦ | ૩જી | મુઠ | મુઢ |
| ૫૮ | ૬૪ | ૩જી | વિચારથી | – |
| ૫૮ | ૬૫ | ૬ઠી | જપના | જપતાં |
| ૬૦ | ૬૮ | ૬ઠી | મંધ્યાથી | મધ્યેથી |
| ૬૦ | ૬૮ | છેલ્લેથી ત્રીજી | પ્રભુનું | – |
| ૬૨ | ૭૧ | છેલ્લેથી ત્રીજી | અજલગી | આજલગી |
| ૬૭ | ૭૯ | ૩જી | ભિખારીર | ભિખારી |
| ૬૮ | ૮૧ | છેલ્લી | છેટમ | છોટમ |
| ૭૧ | ૮૬ | ૧૭મી | માય | માયા |
| ૭૨ | ૮૮ | નવમી | શામ | શામા |

## દિવ્ય ભકિત વિલાસ

| પેજ નં. | પદ | લીટી | અશુધ્ધિ | શુધ્ધિ |
|---|---|---|---|---|
| ૭૪ | ૯૦ | ૩જી | ન્યારી | – |
| ૭૪ | ૯૦ | ૪થી | મોહકારી | મોહનકારી |
| ૭૪ | ૯૧ | ૪થી | તેને | તેનો |
| ૭૪ | ૯૨ | ૧લી | બાજ | બાજત |
| ૭૬ | ૯૪ | ૧લી | સહ | સહુ |
| ૭૮ | ૯૭ | ૧લી | સાધ્ધે | સાધે |
| ૭૮ | ૯૮ | છેલ્લેથી ૪થી | સદભુતપણું | અદભુતપણું |
| ૮૦ | ૯૯ | ૧લી | કુટાં | કુડાં |
| ૮૧ | ૧૦૨ | ૨જી | તત્વોની | તત્વોથી |
| ૮૨ | ૧૦૩ | છેલ્લેથી ૩જી | બોલશે | બોલાશે |
| ૮૩ | ૧૦૩ | છેલ્લેથી ૨જી | કરો | કરેલું |
| ૯૦ | ૧૧૩ | ૩જી | અકુળ | અનુકુળ |
| ૯૯ | ૧૨૩ | ૧૩મી | સરો | સારો |
| ૧૦૬ | ૧૩૨ | ૧લી | સીને | નાસીને |
| ૧૦૬ | ૧૩૨ | ૨જી | સીને | નિવાસીને |
| ૧૦૬ | ૧૩૨ | છેલ્લેથી ત્રીજી | ગણ | ગુણ |
| ૧૦૬ | પદ–૧૩૩ | ૭મી | છે | જો |
| ૧૦૭ | પદ–૧૩૩ | ૫મી | પુષ્ય | પુન્ય |
| – | પદ–૧૩૪ | ૪થી | ન | ને |
| ૧૦૮ | પદ–૧૩૫ | ૧૦મી | ભંગ | અભંગ |
| ૧૧૨ | પદ–૧૩૮ | ૧૨મી, ૧૪મી, ૧૬મી | હેત | હેતે |
| – | પદ–૧૩૮ | ૧૩મી | શકટ | શકટ |
| ૧૧૩ | પદ–૧૩૯ | ૧૧મી | ભેદભવા | ભેદભાવ |
| ૧૧૫ | પદ–૧૪૦ | ૬થી | સઘળી | સઘળો |
| ૧૧૮ | પદ–૧૪૫ | – | નંબર સુધારવાનો છે | – |
| ૧૧૮ | પદ–૧૪૫ | ૯મી | નિરનર | નિરંતર |
| ૧૧૯ | પદ–૧૪૭ | ૭મી | ભાગ્યાના | ભાગ્યની |
| ૧૪૦ | કપટીકો અંગ | ૩જી | શ | દેશ |
| ૧૪૪ | દુરીજનકો અંગ | ૬થી | ઓકા | ઓરકા |
| ૧૪૯ | કીર્તન બીજુ | ૪થી | દીવો | દીવે |
| ૧૫૮ | ધોળ ત્રીજું | છેલ્લેથી બીજી | છો | છે |
| ૧૬૫ | વિવેક મંજરી | છેલ્લેથી ચોથી | મુવે | મુવો |
| ૧૬૬ | – | છેલ્લેથી બીજી | કંચનતણી | – |
| ૧૬૭ | – | છેલ્લેથી બીજી | જુગમા | – |
| ૧૬૮ | – | ૭મી | તૃષ | તૃણ |
| ૧૭૦ | પદ–૩ | ૧લી | અંતરયામી | – |
| ૧૭૦ | પદ–૩ | ૩જી | કાબે | – |
| ૧૭૬ | પદ–૧૦ | છેલ્લેથી ચોથી | મગર | મગન |
| ૧૭૮ | પદ–૧૩ | ૩જી | જેસા | – |

## અનુક્રમણિકા

## મહંતશ્રી મોહનદાસજી ગુરૂશ્રી લક્ષ્મણદાસજી



સંધી મેળવી સ્વરૂપકી, અરૂપ હતી જેહી વાત;
ગુરૂ ગમ વાળા સમઝશે, પ્રત્યક્ષ પ્રમાણ સાક્ષાત

સુક્ષ્મ દ્રષ્ટિ પસારતા, જ્ઞાની સમઝે ભેદ;
અણ સમજુને અજાણ છે, કરે શબ્દ ઉછેદ

**મોહન મરમ સમજી ગયો, લહ્યો ગુરૂ ગમ સાર;**
**ગુરૂ લક્ષ્મણ લક્ષે કરી, ઉતરવા ભવ પાર**



## શ્રીમંત કરુણાસાગર ભગવાન મંદિર

ડુંભાલ - સુરત.